પરમપૂજ્ય સ્વર્ગસ્થ માતુશ્રી સૂર્યાંબાના સ્મરણાર્થે સદુપયોગ માટે.

શ્રી

# પરલોક પ્રકાશ.

## પ્રથમ ભાગ-શોક શમન. દ્વિતીય ભાગ-મૃત્યુસુધારસ


મૂળ લેખિકા-સ્વ. અ. સૌ. બ્હેન નવલબાઇ પોપટલાલ.

વિસ્તારથી લખનાર રા. રા. પોપટલાલ કેવળચંદ શાહ-રાજકોટ.

પ્રસિદ્ધ કર્તા-લાભચંદ કેવળચંદ શાહ-રાજકોટ (હાલ રંગુન).


संसार सिंधु रूपेण, मीनरूपेण मानवाः जंजालो जाल रूपेण, काल रूपेण धीवरः

मरना भला है उसका, जो अपने लीये जीयेः जीना ही है जो मर चुका. इनसानके और.


આવૃત્તિ ૭મી. પ્રત ૫૦૦. સં. ૧૯૭૩. સને ૧૯૧૭. મૂલ્ય અમૂલ્ય. (ભેટ)

અમદાવાદ પાનકોરનાકે ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.

# परलोक प्रका[illegible]. બીજી આવૃત્તિની પ્રસ્તાવના



પ્રશસ્ય અને પ્રસિદ્ધ પત્ર "**ગુજરાતી**" ના ૧૬ મા જુલાઇ ૧૯૧૬ ના અંક[illegible] "**પરલોક પ્રકાશ**" સંબંધે નીચે પ્રમાણે અભિપ્રાય પ્રગટ થયેલો:—

"**પરલોક પ્રકાશ**"–કર્તા સ્વ. બેન નવલબાઇ પોપટલાલ કેવળચંદ–આ ગ્રંથને બે ભાગમાં રચવામાં આવ્યો છે. પહેલા ભાગનું નામ **શોકશમન** છે અને બીજા ભાગનું નામ **મૃત્યુસુધા–રસ** છે. ગુજરાતીઓમાં ને કાઠીઆવાડીઓમાં એક મનુષ્ય મરી ગયા પછી તેની પાછળ રડવા–કુટવાનો બુરો રીવાજ છે. બાર બાર મહિનાઓ સુધી તેની કાણો ચાલ્યાજ કરે છે. જેને ઘેર મરણ થયું હોય તેને ઘેર બેસવા આવનાર, વૃથા વાતોની કુથલીઓજ કર્યાં કરે છે, અથવા તો મરનારનાં સગાંને મરનારના પ્રસંગો યાદ કરાવીને વિશેષ રડાવે છે. તેમ નહિ કરતાં મરનારના કુટુંબીઓને ધીરજ મળે અને તેઓનું દુઃખ ઓછું થાય તેવો ઉપદેશ આપવાના ઉદ્દેશથી આ ગ્રંથ રચવામાં આવ્યો છે. બન્ને ગ્રંથમાં જૈન ધર્મ અને વૈષ્ણવ ધર્મના શાસ્ત્રોમાંથી તથા સ્વ. રા. ઇચ્છારામ વિરચિત ચંદ્રકાંતમાંથી, રા. કેશવચંદ્ર વિરચિત ગ્રંથમાંથી–એમ ઉપદેશક પણ શોક દૂર થાય ને શાંતિ મળે એવાં વચનો ને વાતો આપવામાં આવી છે. ગ્રંથકર્ત્રી બાઇ ગ્રંથ ગુંથતાં ગુંથતાં મરણ પામવાથી મોરબી નિવાસી રા. ઝવેરીની પ્રેરણાથી મરનારના પિતા રા. પોપટલાલ કેવળચંદ શાહે આ ગ્રંથને પૂર્ણ કર્યો છે, અને મોરબી–નિવાસી ઝવેરી તરફથી આ ગ્રંથ ભેટ આપવામાં આવે છે. આ ગ્રંથ ઉપદેશાત્મક વચનોથી તથા વાર્તાઓથી ભરપૂર છે, અને સંબંધીઓના મરણ સમયે વાંચવા જેવો છે. કર્ત્તા–રા. પોપટલાલ કેવળચંદ શાહ, મુકામ રાજકોટ."

આ અભિપ્રાય પ્રગટ થતાં "પરલોક પ્રકાશ" ભેટ મોકલવાના પત્રો ઘણા તરફથી મળ્યા, પરંતુ તે વખતે સિલકમાં પ્રતો નહોતી. દિન પ્રતિ દિન માગણી વધવા લાગી તેથી મારા પરમ પૂજ્ય તીર્થરૂપ કાકાશ્રી **સૌભાગ્યચંદ કેવળચંદ** શાહ, કે જેમણે મારાં પૂજ્ય અ. સૌ. સ્વર્ગવાસી રામકુંવર કાકીના સ્મરણાર્થે યોગ્ય ઉદારતા દેખાડી આપી છે તેમણે આ પુસ્તકની

બીજી આવૃત્તિ પ્રગટ કરી ભેટ આપવાની ખાસ ઇચ્છા દર્શાવી અને મારાં અ. સૌ. પૂજ્ય કાકીશ્રી વિજયકુંવર કાકીએ મને જણાવ્યું કે આ ચોપડી વેળાસર પ્રગટ થાય તો ઠીક, તેથી શુદ્ધિ વૃદ્ધિ સંબંધી મારા પરમ પૂજ્ય પિતાશ્રીની પૂર્ણ મદદથી આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એટલું અહિં જણાવવું યોગ્ય ધારૂં છું. સામાયિક પાઠ તથા સ્તવનનો આ આવૃત્તિમાં ઉમેરો કર્યો છે.

અમદાવાદ, ચૈત્રી પડવો. શારદાગૌરી પોપટલાલ.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

મરણ સમયે તથા ત્યાર પછી જે કળાપીટ કે રૂદન કુટન થઇ પડે છે, મરનારનાં સગાં વહાલાંઓ અને મિત્રો કેટલાક દિવસો રોવા કુટવામાં કહાડી નાહક જીવ બાળે છે અને આર્તરૌદ્ર ધ્યાન ધરી નવાં કર્મો બાંધે છે, તે અટકાવવાના હેતુથી મરણ સમીપે મરનારની સમીપ વાંચવા તથા પછીથી ગરૂડપુરાણની પેઠે વાંચવા આ પવિત્ર પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

રાજકોટમાં એ ત્રણ યુવાનોના મરણ વખતે રોવા કુટવાનું બંધ કરી તે વખતને યોગ્ય કંઇ ધર્મ સંબંધી વાંચવા અને સમજાવવા મને તે યુવાનોના કુટુંબીઓએ બોલાવેલો ત્યારથીજ આવું એક પુસ્તક તૈયાર કરવાનું ખોખું મેં બનાવી રાખેલું. " કોન્ફરંસ પ્રકાશ " માં એવા એક પુસ્તક માટે જાહેર ખબર બહાર પડી ત્યારે તે ખોખાં પ્રમાણે કેટલુંક લખાણ તૈયાર કરવાનું મેં મારી પુત્રી નવલબેનને લખ્યું. તેણે નાની બેન શામકુંવર તથા ચંદનગૌરીને મદદમાં લઇ થોડો ભાગ તૈયાર કર્યો પણ તે પૂર્ણ થતાં પહેલાં તો તે સ્વર્ગે સીધાવી.

ત્યાર પછી આપણી કોમના શુભેચ્છક શ્રીયુત ઝવેરી તરફથી મને પત્ર લખવામાં આવ્યો કે " પરલોક પ્રકાશ નિબંધ બાબત આગળ આપે કાંઇક પ્રયાસ આપનાં સુપુત્રી પાસે કરાવ્યો હતો. હવે એ પારમાર્થિક કૃતિ પૂર્ણ કરશો " વગેરે મતલબે પત્ર આવતાં યથાશક્તિ આ નિબંધ પૂર્ણ કર્યો છે. પુરાણની પેઠે મોટા કદનું પુસ્તક નહિ કરતાં સંક્ષિપ્ત રૂપે લખ્યું છે કે જેથી શ્રોતા તથા વાંચકને આ જીવનકલહ (struggle of existance) ના સમયમાં સગવડ ભર્યું થાય.

- પુસ્તકને બે ભાગમાં વહેંચવામાં આવ્યું છે. પાછળનો શ્રી મૃત્યુસુધારસ ભાગ મૃત્યુ શય્યાપર પડેલા બીમાર પાસે વાંચવાનો છે અને પ્રથમ ભાગ શોકશમન મૃત્યુ બાદ બેસણામાં વાંચવાનો છે. +

મો. કે. શાહ.

# ભૂમિકા ( દોહરા. )

દેવ ગુરૂને ધર્મને, વંદું દ્વય કર જોડ; શોક શમાવા ગ્રંથ આ, લખવાનો મન કોડ. ૧
ઘન ઘાતી કર્મો તણો, કેવળ કીધો નાશ; કેવળ પામી સિદ્ધ થયા, વંદું તે અવિનાશ. ૨
સગું સ્નેહી ગુજરી જતાં, પ્રગટે શોક સ્વભાવ; રૂદન કુટન થકી થાય ત્યાં, ખેદ જનક દેખાવ. ૩
આર્તરૌદ્ર ધ્યાને રહી, કરે શોક બહુ વાર; કર્મ ચીકણાં બાંધતાં, પછીથી થાય ખુવાર. ૪
શ્રી મહાવીરનું વચન છે, ધરો ન એ દુર્ધ્યાન; છતાં જૈન માને નહિ, એ કેવું અપમાન ! ૫
માટે સર્વે સાંભળો, શોક શમન આ ગ્રંથ; સમભાવે સુખ દુઃખ સહો, એહ ધર્મનો પંથ. ૬
અલ્પ મતિથી આદર્યો, નવીન ગ્રંથ આ વાર; શાસ્ત્ર માંહીથી તારવું, જૈની શુભ વિચાર. ૭
કૃપા ગુરૂ જનની થતાં, મળ્યો શાસ્ત્ર આધાર; મંદ મતિ મેં આ કર્યો, સંગ્રહ યથા વિચાર. ૮
શાસ્ત્ર સકળ કેવળી કથિત, ગણધર ગુંથિત સાર; ગુરૂ ગૌતમને વાંદતાં, પામું જ્ઞાન ઉદાર. ૯
નમું વીર જીનેંદ્રને, વંદું મન વચ કાય; ભવ ભ્રમણા જેથી મટે, મળે મોક્ષ સુખદાય ૧૦
અલ્પ મતિથી આ લખ્યો, શોક સમાવા કાજ; રૂદન કુટન કરવા તણી, પ્રભુએ પાડી નાજ. ૧૧

---

+ " ચંદ્રકાંત " વગેરેમાંથી ઉતારા લેવાની તેમના માલિકોએ આપેલી પરવાનગી માટે તથા બીજા જે ગૃહસ્થોનાં લખાણો ને કાઢ્યો લીધાં છે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું.

વીર મહાવીર દેવને, સમરો છે સુખકાર: રોયે કુટયે આવતું પાછું ના મરનાર. ૧૨
જ્ઞાન દ્રષ્ટિથી જોઇ લ્યો, કોનું કોણ થનાર: આવ્યું એકલું, એકલું જાશે તે . મરનાર. ૧૩
ઋણાનુબંધ સંબંધથી, મળ્યા આપણે આજ: “ હાથે તે સાથે ” ગણી કરો ધર્મનાં કાજ. ૧૪
દત્તચિત્તથી સાંભળો. લઘુ ગ્રંથ હિતકાર: દ્રવ્ય શ્રમ સાર્થક થશે શાંત થશે મરનાર. ૧૫ પો. કે. શા.

# ચેતો ! ચેતો ! ( દોહરો. )

પર લોકે સુખ પામવા કર સારો સંકેત: તક આજ છે હાથમાં ચેત ચેત નર ચેત, ૧
ગાફલ રહી ગમાર તું કાગટ થઇશ ફજેત: હવે જરૂર હોશીઆર થઇ ચેત ચેત નર ચેત. ૨
જોર કરીને જીતવું ખરે ખરૂં રણ ખેત; દુશ્મન છે તુજ દેહમાં ચેત ચેત નર ચેત. ૩
તન ધન તે તારાં નથી નથી પ્રિયા પરણેત: પાછળ સૌ રહેશે પડયાં ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પિંડથી પિંડ ગણાશે પ્રેત: માટીમાં માટી થશે ચેત ચેત નર ચેત. ૫
રજકણ તારાં રખડશે જેમ રખડતી રેત; પછી નરતન પામીશ કયાં ચેત ચેત નર ચેત. ૬
રહ્યા ન રાણા રાજીઆ સુરનર મુનિ સમેત; તું તો તરણાં તુલ્ય છે ચેત ચેત નર ચેત. ૭
કાળા કેશ મટી ગયા સર્વ બનીયા શ્વેત; જોબન જોર જતું રહ્યું ચેત ચેત નર ચેત. ૮
શુભ શિખામણ સમજ તો પ્રભુ સાથે કર હેત: અંત અવિચળ એજ છે ચેત ચેત નર ચેત. ૯
જો ચેતે નહિ પ્રથમ તે પશુ પક્ષીથી હીણ: ઘન પહેલાં માળા રચે પક્ષી જુઓ પ્રવીણ. ( ક. દ. ડા. )

# સામાયિક પાઠ.

સત્વેષુ મૈત્રી ગુણિષુ પ્રમોદં, ક્લિષ્ટેષુ જીવેષુ કૃપાપરત્વમ્; માધ્યસ્થ ભાવં વિપરીત વૃત્તૌ, સદા મમાત્મા વિદધાતુ દેવ. ૧
શરીરતઃ કર્તુમનંત શક્તિં, વિભિન્નમાત્માનમપાસ્ત દોષમ્; જીનેંદ્ર કોષાદિવ ખડ્ગયષ્ટિં તવ પ્રસાદેન મમાસ્તુ શક્તિઃ ૨
દુઃખે સુખે વૈરિણિ બન્ધુ વર્ગે, યોગે વિયોગે ભવને વને વા: નિરાકૃતાશેષ મમત્વ બુદ્ધે, સમં મનો મેઽસ્તુ સદાપિ નાથ. ૩
મુનીશ, લીનાવિવ કીલિતાવિવ, સ્થિરૌ નિખાતાવિવ વિમ્બિતાવિવ; પાદૌ ત્વદીયૌ મમતિષ્ઠતાં સદા, તમોધુનાનૌ હૃદિ દીપિકાવિવ. ૪
એકેંદ્રિયાદ્યા યદિ દેવ દેહિનઃ. પ્રમાદતઃ સંચરતા ઇતસ્તતઃ: ક્ષતા વિભિન્ના મિલિતા નિપીડિતા, તદસ્તુ મિથ્યા દુરનુષ્ઠિતં તદા. ૫
વિમુક્તિ માર્ગ પ્રતિકૂલ વર્તિના, મયાકષાયાક્ષવશેન દુર્ધિયા; ચારિત્ર શુદ્ધેર્યદકારિ લોપનં, તદસ્તુ મિથ્યામમ દુષ્કૃતં પ્રભો. ૬
વિનિંદના લોચન ગર્હણૈરહં મનોવચઃ કાય કષાય નિર્મિતમ્: નિહન્મિ પાપં ભવદુઃખ કારણં, ભિષગ્વિષં મંત્ર ગુણૈરિવાખિલમ્ ૭
અતિક્રમં યં વિમતે વ્યતિક્રમં, જિનાતિચારં સુચરિત્ર કર્મણઃ: વ્યધાદનાચાર મપિ પ્રમાદતઃ પ્રતિક્રમં તસ્ય કરોમિ શુદ્ધયે. ૮
ક્ષતિં મનઃશુદ્ધિઃ વિધે રતિક્રમં, વ્યતિક્રમં શીલવ્રતે વિલંઘનમ્; પ્રભોઽતિચારં વિષયેષુ વર્તનં, વદંત્યનાચારમિહાતિસક્તિતામ્. ૯
પદાર્થ માત્રાપદ વાક્યહીનં, મયાપ્રમાદાદ્યદિ કિંચનોક્તમ્: તન્મે ક્ષમિત્વાવિદધાતુ દેવી, સરસ્વતી કેવલ બોધ લબ્ધિમ્. ૧૦
બોધિઃ સમાધિઃ પરિણામશુદ્ધિઃ, સ્વાત્મોપલબ્ધિઃ શિવ સૌખ્ય સિદ્ધિઃ; ચિંતામણિં ચિંતિત વસ્તુદાને, ત્વાં વંદ્યમાનસ્ય મમાસ્તુ દેવિ. ૧૧
યઃસ્મર્યતે સર્વ મુનીંદ્ર વૃંદૈઃ, યઃસ્તુયતે સર્વ નરામરેંદ્રૈઃ; યો ગીયતે વેદપુરાણ શાસ્ત્રૈઃ, સ દેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૨
યો દર્શન જ્ઞાનસુખ સ્વભાવઃ, સમસ્ત સંસાર વિકાર બાહ્યઃ: સમાધિગમ્યઃ પરમાત્મ સંજ્ઞઃ, સદેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૩
નિષૂદતે યો ભવદુઃખજાલં, નિરીક્ષતે યો જગદંતરાલં; યોઽતંર્ગતો યોગિ નિરીક્ષણીયઃ સ દેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૪
વિમુક્તિ માર્ગ પ્રતિપાદકો યો, યો જન્મ મૃત્યુ વ્યસનાદ્ વ્યતીતઃ; ત્રિલોક લોકી વિકલોઽકલંકઃ, સદેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૫

ક્રોડી કૃતાશેષ શરીરિવર્ગાઃ, રાગાદયોયસ્ય ન સંતિ દોષાઃ; નિરિંદ્રિયો જ્ઞાન મયોઽ નપાયઃ સ દેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૬
યો વ્યાપકો વિશ્વજ નીનવૃત્તેઃ, સિધ્ધો વિબુદ્ધો ધુત કર્મ બંધઃ; ધ્યાતો ધુનીતે સકલં વિકારં, સ દેવ દેવો હૃદયે મમાસ્તામ્. ૧૭
નસ્પૃસ્યતે કર્મ કલંક દોષૈઃ, યોધ્વાન્ત સંઘૈરિવતિગ્મ રશ્મિઃ; નિરંજનં નિત્યમનેક મેકં, તંદેવમાપ્તં શરણં પ્રપદ્યે. ૧૮
વિભાસતે યત્ર મરીચિ માલી, ન વિદ્યમાને ભુવનાવભાસી; સ્વાત્મ સ્થિતં બોધમય પ્રકાશં, તંદેવમાપ્તં શરણં પ્રપદ્યે. ૧૯
વિલોક્ય માને સતિયત્ર વિશ્વં, વિલોકયતે સ્પષ્ટ મિદંવિવિક્તં; શુધ્ધં શિવંશાંત મનાદ્યનંતં, તંદેવ માપ્તં શરણં પ્રપદ્યે. ૨૦
યેન ક્ષતા મન્મથ માન મૂર્ચ્છા, વિષાદ નિદ્રા ભય શોક ચિંતા; ક્ષયાનલેનેવ તરુ પ્રપંચ, સ્તંદેવ માપ્તં શરણં પ્રપદ્યે. ૨૧
ન સંસ્તરો ઽશ્માન તૃણં ન મેદિની, વિધાનતો નો ફલકો વિનિર્મિતં; યતો નિરસ્તાક્ષ કષાય વિદ્વિષઃ સુધીભિરાત્મૈવ સુનિર્મલોમતઃ— ૨૨
ન સંસ્તરો ભદ્ર સમાધિ સાધનં, ન લોક પૂજા નયસંઘ મેલનં; યતસ્તતોઽધ્યાત્મ રતો ભવાનિશં, વિમુચ્ય સર્વામપિ બાહ્ય વાસના. ૨૩
ન સંતિ બાહ્યા મમ કેચનાર્થા, ભવામિ તેષાં ન કદાચ નાહમ્; ઇત્થં વિનિશ્ચિત્ય વિમુચ્ય બાહ્યં, સ્વસ્થઃ સદાત્વંભવ ભદ્ર મુક્ત્યૈ. ૨૪
આત્મા નમાત્મન્ય વિલોક્યમાન, સ્ત્વંદર્શન જ્ઞાનમયો વિશુધ્ધઃ; એકાગ્ર ચિત્તઃ ખલુ યત્રતત્ર, સ્થિતોપિ સાધુર્લભતે સમાધિમ્. ૨૫
એકઃ સદા શાશ્વતિકો મમાત્મા, વિનિર્મલઃ સાધિગમ સ્વભાવઃ; બહિર્ભવા સંત્યપરે સમસ્તા, ન શાશ્વતાઃ કર્મ ભવાઃ સ્વકીયાઃ ૨૬
યસ્યાતિ નૈકયં વપુષાપિ સાર્ધ્ધં, તસ્યાતિ કિં પુત્ર કલત્ર મિત્રૈઃ; પ્રથક્કૃતેચર્મણિ રોમ કૂપાઃ કુતોહિ તિષ્ઠંતિ શરીર મધ્યે. ૨૭
સંયોગતો દુઃખ મનેક ભેદં, યતોઽશ્નુતે જન્મ વને શરીરી; તતસ્ત્રિધા સૌ પરિવર્જનીયો, યિયાસુના નિર્વૃતિમાત્મનીનામ્. ૨૮
સર્વં નિરાકૃત્ય વિકલ્પ જાલં, સંસાર કાંતાર નિપાત હેતું; વિવિક્ત માત્મા નમ વેક્ષ્ય માણો, નિલીયસે ત્વં પરમાત્મતત્વે. ૨૯
સ્વયં કૃતં કર્મ યદાત્મના પુરા, ફલં તદીયં લભતે શુભાશુભં; પરેણ દત્તં યદિ લભ્યતે સ્ફુટં, સ્વયં કૃતં કર્મ નિરર્થકં તદા. ૩૦
નિજાર્જિતં કર્મ વિહાય દેહિનો, ન કોપિ કસ્યાપિ દદાતિ કિંચન; વિચાર યન્નેવ મનન્ય માનસઃ પરોદદાતીતિ વિમુચ્ય શેમુષીમ્. ૩૧
યૈઃ પરમાત્માઽ મિત ગતિવંદ્ય, સર્વ વિવિક્તો ભ્રશમન વદ્યઃ; શશ્વદધીતે મનસિ લભંતે, મુક્તિ નિકેતં વિભવવરંતે. ૩૨

# શ્રી સુમતિ જિન-સ્તવન. ( કડખા-ઝુલણા છંદની દેશી )

અહો શ્રી સુમતિ જિન શુધ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામ રામી, નિત્યતા એકતા અસ્તિતા ઇતર યુત,
ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. ૧

ઉપજે વ્યય લહે તહવિ તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડી; આતમભાવે રહે અપરતા નવિગ્રહે, લોક
પ્રદેશ મિત પણ અખંડી. ૨

કાર્ય કારણપણે પ્રણમે તહવી ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી; કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે સકલ વેત્તા થકો પણ અવેદી ૩

શુધ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મા, સહજ નિજભાવ ભોગી અભોગી; સ્વપર ઉપયોગીતાદાત્મ્ય સત્તા રસી, શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી. ૪

વસ્તુ નિજ પરિણતેં સર્વે પરિણામિકી, એટલે કોઇ પ્રભુતા ન પામે; કરે જાણે રમે અનુભવે તે પ્રભુ, તત્વસામિત્વ શુચિ તત્વધામેં. ૫

જીવ નવિપુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલાધાર નહિ તાસ રંગી; પરતણો ઇશ નહિ અપર ઐશ્વર્યતા, વસ્તુ ધર્મે કદા ન પર સંગી. ૬

સંગ્રહે નહિ આપે નહિ પર ભણી, નવિ કરે આદરે ન પર રાખે; શુધ્ધ સ્યાદવાદ નિજભાવભોગી જિકે, તેહ પરભાવને કેમ ચાખે. ૭

તાહરી શુધ્ધતા ભાવ આશ્ચર્યથી, ઉપજે રૂચિ તેણે તત્વ ઇહે; તત્વરંગી થયો, દોષથી ઉભગ્યો, દોષ ત્યાગે ટલે તત્વ લીહે. ૮

શુધ્ધ માર્ગ વધ્યો, સાધ્ય સાધન સધ્યો, સ્વામિ પ્રતિ છંદે સત્તા આરાધે; આત્મ નિષ્પતિ તેમ સાધના નવિ ટકે, વસ્તુ
ઉત્સર્ગ આતમ સમાધે. ૯

માહરી શુધ્ધ સત્તાતણી પૂર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુંહી સાચો; દેવચંદ્રે સ્તવ્યો, મુનિગણે અનુભવ્યો, તત્વ ભકતેં ભવિક સકલ રાચો. ૧૦

---

## રા. રા. પોપટલાલ કેવળચંદ શાહ રચિત પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | શ્રમણ ભગવંત મહાવીર પ્રભુનું જીવનચરિત્ર | ૦–૪–૦ |
| ૨ | જૈનધર્મ દર્શન પ્રથમ ભાગ. | ૦–૪–૦ |
| +૩ | સુલભ સમાધિ. | ૦–૪–૦ |
| ૪ | જૈન પાઠમાળા પ્રથમ ભાગ. | ૦–૨–૦ |
| ૫ | જૈનધર્મ નિરૂપણ. | ૦–૪–૦ |
| ૬ | જૈન વિવિધ વિજ્ઞાન. | ૦–૪–૦ |
| ૭ | નારીનેહ નિર્વેદ. | ૦–૧–૦ |
| ૮ | સામાયક સૂત્ર અર્થ અને વિવેચન સહિત. | ૦–૦–૦ |
| +૯ | સામાયિક સૂત્ર અર્થ સહિત. | ૦–૦–૬ |
| +૧૦ | પ્રતિક્રમણ સૂત્ર અર્થ ને વિશેષ હકીકત સહિત. | ૦–૪–૦ |
| ×૧૧ | પ્રતિક્રમણ સુત્ર અર્થ સહિત. | ૦–૩–૦ |
| +૧૨ | ઉપાસક દશાંગ પ્રથમ અધ્યયન અર્થ સહિત | ૦–૪–૦ |
| +૧૩ | જૈન વાંચનમાળા પ્રથમ ભાગ. | ૦–૪–૦ |
| ૧૪ | કંચન કુમારી. | ૦–૪–૦ |
| +૧૫ | મહારાજા ભવાનંદી. | ૦–૨–૦ |
| +૧૬ | પાપશ્રમણ અને રહનેમિ. | ૦–૧–૬ |
| +૧૭ | જૈન નવ તત્ત્વ. | ૦–૧–૦ |
| +૧૮ | કુમારિકા કૃષ્ણા. | ૦–૨–૦ |
| +૧૯ | સંસ્થાન જામનગરની ભૂગોળ (બારોટ–શાહ) | ૦–૧–૦ |
| ૨૦ | જૈન પંચાગ ૧૯૬૨ | ૦–૨–૦ |
| ૨૧ | કાઠિયાવાડની ભૂગોળ | ૦–૧–૦ |

+આ ચિહ્નવાળી સિલિકમાં છે.

મળવાનું ઠેકાણું-ધોળીબાઇ જૈનશાળા **રાજકોટ** અથવા કર્તા પાસેથી.

## શાળોપયોગી. (સિલિકમાં છે.)

| | | |
|---|---|---|
| ૧ | ગુજરાતનો ઇતિહાસ (બારોટ ને શાહ) ટેક્સ્ટબુક. | ૦–૨–૦ |
| ૨ | નવીન ગરબાવળી. | ૦–૪–૦ |
| ૩ | નીતિની વાતો પ્રથમ ભાગ. | ૦–૨–૦ |
| ૪ | શહેનશાહ સપ્તમ એડવર્ડ. | ૧–૪–૦ |
| ૫ | મુખગણિત ભાગ ૧–૨ ૦–૧–૦ | ૦–૨–૦ |
| ૬ | સટીક સુદામાચારિત્ર (નરસિંહ મહેતાનું) | ૦–૨–૦ |
| ૭ | ગજરાવાળાનું વ્યાકરણ. | ૦–૨–૦ |
| ૮ | સરળ વ્યાકરણ. | ૦–૧–૦ |
| ૯ | દેશી લોકોના હિસાબ. | ૦–૧–૩ |
| ૧૦ | સંસ્થાન રાજકોટનો ઇતિહાસ | ૦–૨–૦ |
| ૧૧ | સંસ્થાન રાજકોટની ભૂગોળ (બારોટ–શાહ) | ૦–૦–૯ |

વગેરે મળવાનું ઠેકાણું—રા. રા. પ્રભાશંકર રવિશંકર પાનકોર નાકા અમદાવાદ.

# प लोक प्रक श.

## પ્રથમ ભાગ. શોક શમન.

“ચલતી ચક્કી દેખકે, દિયા કબીરા રોય; દો પાટનકે બીચમેં, રહા ન સાબીત કોય ”

આત્મ બંધુઓ ! મરનારનાં મિત્રો અને સગાં વહાલાંઓ ! મૃત્યુની દિલગીરી ઓછી કરવા, સગાં સંબંધીઓનો શોક શમાવવા, આપ અહીં પધાર્યાં છો એ આપના લક્ષમાં હશેજ. આપનું બોલવું, આપનો ખરખરો, આપના હાવભાવ એ સૌ મરનારના લાગતાં વળગતાંઓને વિશેષ દુઃખી કરી આપને નવાં કર્મ ન બંધાવે એ આપના ધ્યાન બહાર ન રહે એ હેતુથી શાસ્ત્રોનાં મથનથી સત્ય શોધી દ્રઢ થયેલા, સમર્થ વિદ્વાનો અને પરોપકારી પુરૂષોનાં વચનામૃતો ગુંથી આપ સમક્ષ, સમયને અનુસરતું કાંઇક વાંચવા ઇચ્છા છે. નકામા ગામગપાટાથી કે અનર્થકારી કુથલીથી આપનો અને બીજાઓનો અમૂલ્ય વખત એળે ગુમાવવા આપ એકઠા થયા નથી એ સત્ય વાતનું સ્મરણ આપને હોય છતાં, હમણાં પ્રથાજ એવી હોવાથી, મરનારના આત્માને શાંતિ થાય અને આવનારાંઓનાં હૃદયો કોમળ રહે માટે જ્ઞાનીનાં વચનામૃતો આપ પાસે રજુ કરૂં છું. આશા છે કે તે આપ શાંતિથી શ્રવણ કરશોજી.

શ્રી વિષ્ણુ સંપ્રદાયમાં આવે પ્રસંગે શ્રી ગરૂડપુરાણ વાંચવામાં આવે છે. સર્વ ધર્મ પ્રત્યે પ્રેમભાવ રાખવાને બંધાયેલા આપણે પ્રથમ તેના શબ્દોજ સ્મરીશું:—

“આ પૃથ્વી પર જન્મ લે છે તેને માથે મૃત્યુ અવશ્ય છે. તો નિરર્થક શોક શા માટે કરવો? હજારો વર્ષ સુધી રાત્રી અને દિવસ શોક કર્યા કરે તો પણ મરણ પામેલા પ્રાણીને ફરી દેખવાના નથીજ, પ્રાણી મૃત્યુ પામ્યા પછી ફરીને મળે એવો

માનુષી કે દૈવી એક પણ ઉપાય નથી. નહિતો ચક્રવર્તી મહારાજાઓ પોતાની સત્તાથી કે અબજ પતિઓ દ્રવ્ય બળથી અમર પટો લખાવી લેત). મૃત્યુ કે દુઃખ જે અવશ્ય આવવાનાંજ છે તે આવાં કારણોથી ટળી જતાં હોય તો નળ અને રામ જેવા એ દુઃખોથી મુક્ત કેમ ન થાત ? કોઇનો કોઇની સાથે નિરંતર સહવાસ રહેતોજ નથી. શરીરપર હુંપણું રાખનારનો શરીર પણ ત્યાગ કરી જાય છે, તો પછી બીજા જનોનો સહવાસ હમેશાં રહેશે એ આશા રાખવી વ્યર્થ છે. જેમ એકાદ વટેમાર્ગુ રસ્તે જતા કોઇ વૃક્ષની નીચે આવીને તેની છાયામાં બેસી વિશ્રામ લઇને પછી ચાલવા માંડે છે. તેમ આ દુનિયાના સઘળા પ્રાપંચિક પદાર્થોનો સમાગમ ત્યજીને જીવને અવશ્ય એકલા જવાનુંજ છે.

"સંસાર સમજી લે શાણા મુસાફરખાનું, મુસાફરખાનું ઘેલા મુસાફરખાનું સંસાર૦
કોઇ કોઇ આવે કોઇ કોઇને જવાનું. શાણા૦ પંથીડાને કાજે ઘેલા રોયે શું થવાનું? શાણા૦
રોઇ રોઇ આંસુડાની નદીઓ વહે તોય, શાણા૦ ગયું તે ગયું શું આવી આંસુ લુછવાનું? શાણા૦
સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો; ઉંચો ન આવે કામથી આરામ ના પલવારનો.
આળસ તજી ભજીએ હરી તજી તંત આ સંસારનો; જાવું જરૂર પડશે ઉઠી ડંકો થતાં દરબારનો. સંસાર૦

સુગંધદાયક ઉત્તમ પદાર્થોથી રાંધેલું અન્ન સાંજરે રસહિન થાય છે. તો તે અન્ન વડે પુષ્ટ થએલું શરીર હમેશાં કાયમ રહી શકેજ કેમ ? સઘળાં દુઃખોમાંથી નિવૃત્ત કરનાર ફક્ત જ્ઞાનજ છે માટે જ્ઞાનમય થઇને અજ્ઞાન જન્ય શોકનો ત્યાગ કરવો.

'દુનિયાને દેખાડવા કુટે રૂએ જે કોય; નિશ્ચે એ મરનારનો હેતુ શત્રુ હોય (ક.-દ-ડા.)

મરનારની પાછળ રૂદન કુટન કરી નવાં કર્મ બાંધવાં નહિ. રૂદન કુટનથી આર્તરૌદ્ર ધ્યાનમાં આત્મા મેલો થાય છે. રોવા કુટવાનો દેખાડો કરવાનો આવો રીવાજ બીજા દેશોમાં નથી. આર્તરૌદ્ર ધ્યાન ધ્યાવવાની પ્રભુએ ના પાડી છે. રોવા

કુટવાથી અશાતા વેદનીય કર્મ બંધાય છે. જો તીવ્ર રસ પડી જાય છે તો ત્રીસ કોડા કોડી સાગરોપમ સુધી તે કર્મ ભોગવવું પડે છે. એ કર્મ બાર પ્રકારે બંધાય છે.

૧ પરને દુઃખ દેવાથી ૨ પારકાને અફસોસીમાં નાંખ્યેથી. ૩ અન્યને ઝુરાવવાથી. ૪ અન્યને રોવરાવવાથી. ૫ અન્યને પીટાવવાથી. ૬ પરને પરિતાપના ઉપજાવવાથી ૭ ઘણા પ્રાણી ભૂત જીવ સત્વને દુઃખ દેવાથી ૮ પોતે અફસોસ ને દિલગીરી કરે તેથી ૯ પોતે ઝુરે તેથી ૧૦ પોતે રૂદન કરે તેથી ૧૧ પોતે પીટે કુટે તેથી ૧૨ પોતે પોતાના પંડ માટે નકામાં દુઃખો ઉભાં કરે તેથી.

આ બાર પ્રકારે બંધાયેલું અશાતા વેદનીય કર્મ ૮ પ્રકારે ભોગવવું પડે છે.

૧ અમનોજ્ઞવચનો=ગુંગા મુંગાપણું પ્રાપ્ત થાય. બોલતાં શબ્દો બીજાને અળખામણા લાગે, લોકો ઇચ્છે કે તે બોલતો બંધ થાય તો સારૂં. ૨ અમનોજ્ઞરૂપી=ઢીંગણો, કાણો, બાડો, કુબડો, બેડોળ થાય-કદ્રુરૂપો થાય. ૩ અમનોજ્ઞગંધી=એવો ગંધાય કે કોઇ પાસે બેસવા દે નહિ. ૪ અમનોજ્ઞરસી=શરીરના ધાતવાદિ રસો ખરાબ હોય. ૫ અમનોજ્ઞફાસી=સ્પર્શ કરવાનું કોઇને મન થાય નહિ, શરીર ખરાબ હોય. ૬ મનનો દુઃખી માનસિક દુઃખ (આધિ) વધી પડે. ૭ વચનનો દુઃખી=વાચિક દુઃખ વધી પડે, ઉપાધિઓ વચન વડે ઉભી થાય. ૮ કાય દુઃખી=કાયાનું દુઃખ વધી પડે. વ્યાધિ રોગ વધી પડે.

અશાતાવેદનીય કર્મ બંધાય એવું જાણી જોઇને કોણ કરે? કર્મ બાંધ્યા પછી તે ભોગવ્યાં વિના છુટકોજ નથી. તો પછી શા માટે કર્મ બાંધવાં? રોવા કુટવાથી લાભ શો? કયા સુખને માટે રોવું.

ક્ષણ ભંગુર ઇંદ્રિય જનિત, સુખમાં ધર્યો હુલાસ; તેથી ભવ ભ્રમણા વધી, અંતે થતો નિરાશ.
સગાં કુટુંબી સ્નેહીઓ, સંબંધ છે દુઃખદાઇ; રૂદન કુટન શાનું કરે, જે જાયું તે જાય.
શરીર રોગથી ગ્રસ્ત છે, જોબન જંગમ છે જ; અધિકાર લક્ષ્મી બધાં, અંતે સૌ વણશેજ.

સુખ દુઃખને તોળી જુઓ, જાણો દુઃખ અથાગ; ભોગ સર્પની ફેણુ સમા, છોડે તે મહાભાગ.
દેવ ભોગને ભોગવી, પડે નરકની માંહ્ય; સ્વાર્થ ભોગમાં તું પછી, શાને રાચ જરાય.
લેણુ દેણુ સંબંધથી, મળ્યો સર્વે પરિવાર; આવરદા પુરૂં થતાં, જાવું એ નિરધાર.
પૂર્વે જન્મનો ભાઈ તે, આ જન્મે ભરથાર; પૂર્વે જન્મ બાંધવ હતો, અરિ જન્મ્યો આવાર. (પો. કે. શાહ.)

એમ આ જીવ અનેક સંબંધ એક બીજા સાથે કરી આવ્યો છે. અસંખ્ય ભવભ્રમણમાં કોઈ વાર કંઇ સંબંધથી ને કોઇ, વાર કંઇ સંબંધથી જોડાઇને નવા નવા જન્મો લીધા કરે છે તો પછી કયા સંબંધને રોવું ? .

કોનાં રે છોરૂ ને કોનાં વાછરૂ, કોના માય ને બાપ; અંતઃકાળે જાવું એકલાં સાથે પુણ્ય ને પાપ.

આ દેહ પણ આપણો નથી તો પછી સ્ત્રી છોકરાં વગેરેને આવે સમે મારાં મારાં કહી શા માટે રોવું કુટવું ?

વળી આ જગતમાં કોઇ કોઇનું નથી, પુત્ર તારો નથી, તું એનો નથી, ઘરબાર હવેલી એ તારાં નથી. જગતમાં કોઇ કોઇનું નથી, વિચારો કે આ શરીર કોનું છે? આ સ્ત્રી કોની છે? કોનાં છોકરાં ને કોનાં માવતર? કોનાં હાટ હવેલી ને કોનાં રંગમહેલ ? કોનાં આભુષણ ને કોનાં વસ્ત્ર ? સર્વે સામગ્રી જુઠી છે. જેનું સ્વપ્નાનું રાજ્ય, જેવો ઇંદ્રજાળનો તમાસો, જેવી વાદળની શોભા એવો નાશવંત આ ઠાઠમાઠ ને આ સંબંધ જાણી ધૈર્ય રાખવું એ આપણો ધર્મ છે. સંધ્યાની સામગ્રી જેમ થોડી વારમાં વિખરાઇ જાય છે તેમ રમણિક કે સંબંધવાળી દેખાતી વસ્તુ એ સ્વભાવથી કંઇપણ માત્ર નથી. માત્ર એ પુદ્‌ગળનો ઠાઠ છે આમ સમજી સત્પુરૂષો એમાં મોહ પામતા નથી. સમાધિ ચિત્તવાળા પુરૂષો તો ઉલટા જગતમાં રાચી રહેલા જીવોને બોધ આપે છે અને કહે છે કેઃ—રસિક જ્યું રેનકા સ્વપ્ના, સ્વપ્નકા સ્વાદ નહિ અપના. ટેક.

જગતકા ઠાઠ હે ઐસા, ગગનકા ગોટ હે જૈસા, પટલ જલ જોબનાં કહીએ, સમીર બીચ દીપ જ્યું લઇએ—રસિક.
રૂધિર ડાઘે રૂધિર ધોતે, કયું નહિ જ્ઞાનસે જોતે, કરમસેં તું ફરે ફેરા, શૃગાલે સિંહકો ઘેરા —રસિક.
નજર કર તું તેરે ઘરમેં, નજર કર કયોં તું પુદ્‌ગલમેં, સદા મનમેં સુમતિ ધરના અનુભવ આતમકો કરના—રસિક.

ધૈર્યવાન પુરૂષો આવું બધું જ્ઞાનદ્રષ્ટિથી જોઇ પોતાના ચિત્તને સમાધીમાં સ્થાપે છે અને બીજાને પણ દિલાસો દઇ શાન્તિ ઉપજાવે છે.

## દુનિયાના મહેમાન. (ગઝલ.)

અમે મહેમાન દુનિયાના, તમે મેહમાન દુનિયાના,
બધુ મેહમાન દુનિયાના, છીએ મેહમાન દુનિયાના—ટેક૦
અહીં ઘડી પ્હોર કે દીન માસ, કે બહુ વર્ષ રહેવાના,
છતાં ક્યારે જવું નક્કી, નહી એ સાફ કહેવાના—અમે૦
બરાબર બાજરી ખુટયે, ફરીને તુર્ત જાવાના,
સંબંધી રોકશે તોયે, પછી ના પલક રેવાના—અમે૦
ભલે વ્હાલાં ફરી જાયે, અમે નહિ લેશ રોવાના,
અમે પણ એજ મારગ આખરે છીએજ લેવાના—અમે૦
દુઃખોના ડુંગરા ડોલે, સબુરી સાથ સહેવાના,
ગણી માલેકની મરજી, ન કોને દોષ દેવાના—અમે૦
ખુદાની મ્હેર હોયે ત્યાં સુધી આ ખલ્ક જોવાના,
નીહાળી ન્યામતો એની, બડો આનંદ લેવાના—અમે૦
જમા કીધું જશું મેલી, ન સાથે કાંઇ લેવાના,
નથી માલેક અંતે તો, અમે ફુટી બદામેના—અમે૦
નહોતા કાંઇ લાવેલા, ન કાંઇ લેઇ જાવાના,
**પ્રભુજીના પરોણાને,** કશી વાતે કમીનાના—અમે૦
સુખોના સ્વાદ ચાખીને, નથી મગરૂર થાવાના,
દુઃખો દેખી ડરી જઇને, નથી કંઇ હાર ખાવાના—અમે૦
મથે સૌ પાર જાવાને, સકળ સંસાર સાગરના,
નીતિ રીતિ પ્રભુ ભક્તિ, ઉપાયો એજ તરવાના—અમે૦
સાચું છે આ જીવન સઘળું તો, માની લેજો તમે તો
છેડો તેનો નથીજ મરણે, એમ ઉરે ધરી લો;
'માટી તું છે, મળી જઇશ તું માનવી અંતે તેમાં.
(પણ) આત્મા સારૂ નથી કહી ગયા આમ શીલસુફ મોટા.

Life is real, life is earnest,
and the grave is not his goal;
Dust thou art dust thou returnest,
was not spoken of the soul, LONGFELLOW

શ્રી બુદ્ધ ભગવાને અનુભવેલું એક દ્રષ્ટાંત આપણે વિચારીએઃ— શ્રી સિદ્ધાર્થ ભગવાન એક નદી પાસે બેઠા હતા ત્યાં એક સુંદર યુવતી આંખોમાંથી ચોધારાં આંસુ વહેવડાવતી અને માથાના કેશ પીંખી નાંખતી આવી અને નમસ્કાર કરી દયા ઉપજાવનારા શબ્દોમાં અરજી કરવા લાગી " હું થોડે છેટે એક ઝુંપડામાં એકલી રહેતી અને મારો એકના એક બાળકને ઉછેરતી હતી. તે છોકરો પાસે ઉગેલા ફુલના છોડવાઓમાં રમતો હતો, તેવામાં ત્યાં એક સર્પ નીકળ્યો અને તે છોકરાને કાંડે લપેટાઇ ગયો. તે છોકરો તો હસતો હતો અને તેણે રમતમાં તે સર્પનું મ્હોં પહોળું કર્યું અને પોતાનો હાથ તે મુખમાં નાખ્યો. પણ અફસોસ ! ઝાઝો વખત થયો નહિ એટલામાં તો તે રમતો બંધ થઇ ગયો, તે ફીક્કો પડી ગયો, અને તેણે ધાવવાનું બંધ કર્યું. મેં લોકોને તે બાળક બતાવ્યું ત્યારે કોઇએ કહ્યું 'તેને ઝેર ચઢયું છે.' એક જણે કહ્યું 'તે મરી જશે !' પણ અરે ! મારો તે પુત્ર મરે અથવા મારાથી જુદો પડે એ વિચાર મને અસહ્ય લાગ્યો; આ બાળકની આંખમાં ફરીથી પ્રકાશ આવે, અને તે મને 'મા' કહીને બોલાવે, એવી દવા વાસ્તે હું જ્યાં ત્યાં ફરવા લાગી, પણ કોઇએ મને દવા ન આપી. છેવટે એક સખ્શે મને એવી સલાહ આપી કે પેલી ટેકરી ઉપર એક પવિત્ર મહા પુરૂષ વસે છે, તે કાષાય વસ્ત્ર પહેરે છે. તેમને જઇને પુછ, અને તેમની પાસે કાંઇ દવા હશે તો જરૂર તારા છોકરાનું દુઃખ દુર કરવા તે આપશે. તે ઉપરથી હું ધ્રુજતી ધ્રુજતી આપની પાસે આવી, રડી, મારા બાળક પરથી વસ્ત્ર ખેંચી લઇને આપને બતાવ્યું, અને આ બાળકમાં જીવન આવે તેને વાસ્તે આપની પાસે દયા માંગી. હે પ્રભો ! આપે બીજાઓની માફક મને ધિક્કારી કાઢી નહિ પણ દયા ભરી આંખોથી તે બાળક તરફ જોયું અને કોમળ હાથથી તેનું શરીર તપાસ્યું અને પછી તે બાળક પર વસ્ત્ર ઢાંકવાની મને આજ્ઞા આપી કહ્યું કે 'બ્હેન' એક ઉપાય છે, જો તું, હું જે કહું છું તે લાવી આપીશ તો આ દરદ મટશે. વૈદો પાસે દવા કરાવવી હોય તો વૈદ જે કહે તે પદાર્થ લાવી આપવા જોઇએ. માટે હું તને કહું છું કે એક તોલો સરસવના દાણા મને લાવી આપ; પણ આટલું યાદ રાખજે કે જે ઘરમાં બાપ, મા, બાળક, અથવા નોકર વિગેરે કોઇ પણ ન મરી ગયું હોય એવા ઘરમાંથી તે લાવજે' હે પ્રભો ! આ રીતે આપે મને કહ્યું હતું. સિદ્ધાર્થ શ્રમણે દયા લાવીને કહ્યું " હા મેં એમજ કહ્યું હતું. પણ શું તને તે દાણા

મળ્યા?" હે દેવ! મારા ખભે બાળક રાખીને હું અહિં જંગલમાં તેમજ શહેરમાં ઝુંપડે ઝુંપડે અને ઘરેઘર ફરી, અને દરેક જગાએ જઇને હું પુછી વળી કે "મારા આ બાળકને સારૂ દવામાં એક તોલો સરસવના દાણા જોઇએ છીએ તે મહેરબાની કરીને આપો, અને જેમની પાસે હતા તે સર્વેએ મ્હને તે આપ્યા, કારણ કે ગરીબ લોકો ગરીબ તરફ બહુ દયાળુ હોય છે, પણ જ્યારે હું પુછતી કે 'અહિં તમારા ઘરમાં કોઇ મરી ગયું છે? પિતા કે માતા, સ્ત્રી, કે બાળક કે નોકર કોઇ મરી ગયું છે? ત્યારે તેઓ કહેતા કે 'બ્હેન આ શું પુછો છો? **જીવતાની સંખ્યા બહુ થોડી છે, પણ મરેલાની સંખ્યાનો પાર નથી'** આ શબ્દો સાંભળી હું તેમનો ઉપકાર માની તે દાણા પાછા આપતી અને બીજે ઘેર જતી, અને ઉપર પ્રમાણેજ માગણી કરતી, ત્યારે જવાબ મળતા કે 'દાણા આ રહ્યા પણ અમારો નોકર મરી ગયો છે' 'દાણા આ રહ્યા, પણ અમારો ભલો દાદો મરી ગયો છે,' દાણા આ રહ્યા પણ તેનો વાવનાર તે ઉગે તે પહેલાં તો ચાલ્યો ગયો છે.'

"હે પ્રભો! હું **ઘેર ઘેર ભટકી, પણ કોઇ પણ એવું ઘર ન મલ્યું કે જ્યાં કોઈને કોઈ મરી ગયું ન હોય.** આ ઉપરથી જે મારૂં બાળક ધાવતું ન હતું તેમ હસતું પણ ન હતું, તે બાળકને ઝરા આગળ દ્રાક્ષના વેલાઓમાં મુકીને આપને શોધવા આવતી હતી, એવામાં આપ માર્ગમાંજ મળ્યા. બધા લોકો કહે છે કે, 'તારૂં બાળક મરી ગયું છે' અને મને પણ ખાત્રી થાય છે કે તે મરી ગયું હોવું જોઇએ, પણ જો તે ન મરી ગયું હોય, તો મને એવું ઘર તમે બતાવો કે જ્યાં મરણ ન થયું હોય અને સરસવના દાણા મળી શકે." શ્રમણ સિદ્ધાર્થે, ઉપદેશ આપવાનો આ યોગ્ય વખત છે, એમ વિચારીને બોધ ચલાવ્યો. **"વ્હાલી બ્હેન! તેં શોધ કરીને, બીજાઓ જે નથી શોધી શકતા તે શોધી કહાડયું છે, મારે તને જે કડવો પ્યાલો પાવાનો હતો, તે તેં જાતેજ શોધી કાઢયો છે,** જે બાળકને તું ચાહે છે, તે ગઇ કાલેજ મરણ પામેલું હતું. આજે તને ખબર પડી કે તારા જેવાજ દુઃખથી આખું જગત દુઃખી છે. જે દુઃખને ભોગવનાર ઘણા હોય તે દુઃખનો ડંખ ઓછો થાય છે. જો તારાં આંસુ રોકી શકાતાં હોય, અને મરણના પંજામાંથી

છુટવાનો માર્ગ જડતો હોય તો મારૂં લોહી રેડવાને પણ હું તૈયાર છું, પણ બ્હેન ! તે સત્ય હજુ મને જડયું નથી. તેની હું શોધમાં છું. તારા બાળકને અગ્નિદાહ દે." શ્રી વિષ્ણુ ભગવાને સત્ય સંભળાવ્યું હતું કેઃ–

"ધર્મિષ્ટનો પ્રાણ સુખરૂપે ઉર્ધ્વ છિદ્રો (મુખ, આંખ, નાક, કાન વિગેરે) એથી જાય છે. પ્રાણ તથા અપાન એ બન્ને વાયુનાભિસ્થળમાં મળેલા હોય છે, તે જ્યારે છુટા પડે છે ત્યારે પ્રાણરૂપી વાયુ સુક્ષ્મ થઇને શરીરમાંથી નીકળી જાય છે એટલે શરીર જેમ એકાદ સુકું વૃક્ષ નિરાધાર થવાથી ગબડી પડે છે તેમ નીચે પડે છે. પ્રાણે–જીવે શરીરનો ત્યાગ કર્યો એટલે શરીર તુરતજ ચેષ્ટાહિન તથા અસ્પૃશ્ય અને દુર્ગંધ યુક્ત થાય છે? (કુદરતની બલીહારી તો જુઓ ! ક્ષણ પહેલાં સુગંધી શોભતું શરીર પળવાર પછી તદ્દન દુર્ગંધ મારતું !!! હંસલો ઉડી ગયા પછીના પાંજરાના શા હાલ હવાલ !!!) આવા શબને બાળતા નથી તો તેમાં કીડા પડે છે. બાળે છે તો તેની ભસ્મ થાય છે અને કદી બીજા જીવો તેનું ભક્ષણ કરે છે તો વિષ્ટારૂપ થાય છે. આવા ક્ષણિક–નાશવંત શરીર છતાં મુર્ખ મનુષ્યો કેટલા ગર્વિત બને છે?

"શરીરમાંથી પ્રાણ જાય છે એટલે પૃથ્વીનો અંશ પૃથ્વીમાં, પાણીનો અંશ પાણીમાં, તેજનો અંશ તેજમાં, વાયુનો અંશ વાયુમાં, અને આકાશનો અંશ આકાશમાં લય થાય છે (જેનું ઉધાર લીધેલું તેનાં ખાતાં ચુકતાં કરી આપ્યાં)........

"જીવ ચોરાશી લક્ષ યોનિયોમાં રખડે છે તથાપિ મનુષ્યપણું પ્રાપ્ત થયા વિના તેને તત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. કદાપિ બીજી કોટયાવધિ યોનિયોમાં કોટયાવધિ વખત જન્મ લે તોપણ અતિ પુણ્ય સંચયના યોગથીજ જીવને મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે. અતિ દુર્લભ મનુષ્ય જન્મ પુરા પુણ્યથીજ પ્રાપ્ત થાય છે. તે મોક્ષ સ્થાનની નિસરણી જેવું સાધન મળ્યાં છતાં જે પોતાનો ઉદ્ધાર કરતા નથી તેને પ્રમાદી કેમ ન ગણવો?

મનુષ્ય દેહ શું રૂદન કુટનમાં ગાળી નાખવા માટે મળ્યો છે? મનુષ્યનો ભવ મહા મહેનતે મળ્યો છે. મનુષ્ય દેહની દુર્લભતાનો વિચાર તો કરો? નારકી; તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિમાં મનુષ્યની ગતિ સૌથી ઉંચી છે.

દેવ પણ મનુષ્યના ભવમાં મોક્ષે જઈ શકે છે. દેવને ગમે તેટલું સુખ હોય પણ અવતાર લેવાના એટલે જન્મ મરણના ફેરાથી છુટવું હોય, મોક્ષ મેળવવો હોય તો તે મનુષ્ય ભવ વિના બીજા કોઇ પણ ભવમાં મળે તેમ નથી, માટે મનુષ્ય જન્મને સાર્થક કરો. "ક્ષણ લાખેણી જાય છે," તો તેને આર્તરૌદ્ર ધ્યાનમાં ન ગુમાવો. સમય માત્રનો પ્રમાદ ન કરો.

દશ દ્રષ્ટાંતે મનુષ્ય દેહ દોહલો કહ્યો છે. એ દશ દ્રષ્ટાંત વિચારો. ચોવીશ જાતિના ધાન્યના મોટા ઢગલામાં એક રાજાએ મુઠી ભરી સરસવના દાણા નંખાવી બધું એકત્ર કર્યું. પછી એક વૃદ્ધ ડોશીને બોલાવીને તેણે કહ્યું કે આ ઢગલા-માંથી સરસવના દાણા જુદા પાડી આપ. શું ડોશી સરસવના દાણા બધા વીણીને એ ધાન્યના સેળભેળ કરેલા ઢગલામાંથી જુદા પાડી શકશે? કદાચ દલીલની ખાતર ધારો કે તે તેમ કરે તો પણ મનુષ્યભવ એળે ગુમાવ્યો તે શું ફરીથી મળી શકશે? ચોરાશી લાખ જીવા જોનિમાં અવતાર લેતાં લેતાં મનુષ્ય ભવની પ્રાપ્તિ થઇ એ ભવ જો એળે ગુમાવ્યો અને સાર્થક ન કર્યું તો પછી ફરીથી એ ભવની પ્રાપ્તિ થવી દુર્લભ છે. વીજળીના ચમકારામાં મોતી પરોવી લેવાનું છે માટે બીજી હાયવોય છોડી દઇ મનુષ્ય જન્મને સાર્થક કરનારાં કૃત્યો કરો. શ્રી ઉત્તરાધ્યયનજી સુત્રના ૩ જા અધ્યયનમાં શ્રી મહા પ્રભુજીએ કહ્યું છે કે ચાર ઉત્તમ અંગ જીવને મળવા મુસ્કેલ છે, મનુષ્યત્વ, સુત્રશ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંજમમાં વીર્ય (બળ) ફોરવવું-પ્રયત્ન કરવો. ૧ જુદી જુદી જાતના ઘણા કર્મોએ કરી, ઘણા પ્રકારના ગોત્ર કે જાતિમાં આ સંસારે રહેલા જીવો વડે આ લોક ભર્યો છે. ૨ સત્કર્મથી એકવાર દેવલોકમાં, કુકર્મથી એકવાર નરકમાં, અસુરજાતિમાં એમ જેવાં કાર્ય કરે તેવી જાતિમાં જીવ જાય છે. ૩ એકવાર ક્ષત્રીય થાય છે, વળી ચંડાળ થાય, બુકકુસ * થાય, કીડો થાય, પતંગ થાય, કંથવો થાય ને વળી કીડી પણ થાય છે. ૪ કર્મથી મેલા થયેલા જીવો એ પ્રમાણે ચોરાશી લાખ જીવા જોનિમાં ભ્રમણ કરે છે. જેમ ક્ષત્રીય સર્વ અર્થ માટે નિવ્રત થતા નથી તેમ આ જીવો સંસારથી નિવ્રત થતા નથી. કર્મને લીધે જીવ ઘણો મૂઢ,

* બ્રાહ્મણ પિતાને શુદ્રી માતાથી જન્મનારા તે નિષાદ કહેવાય છે. બ્રાહ્મણ પિતાને વૈશ્ય માતાથી જન્મનારા તે અંબુષ્ટ કહેવાય છે. નિષાદ પિતા અને અંબુષ્ટ માતાથી જન્મનારા તે બુક્કુસ કહેવાય છે.

દુઃખી અને ઘણી વેદના ભોગવનારો થાય છે. વળી મનુષ્યથી ઉતરતી યોનિમાં અતિશય હણાય છે. ૬ અશુભ કર્મને હણવાથી ને શુભ કર્મનો જોગ થવાથી કદાચ અનુક્રમે ( હળવે હળવે ) જીવોને મનુષ્યોનો અવતાર મળે છે. ૭ માણસનું શરીર પામીને ધર્મ શ્રવણ–ધર્મ સાંભળવાની ઇચ્છા થવી કે જોગ મળવો તે દુર્લભ છે. જે ધર્મ સાંભળીને તપ, ક્ષમા અને અહિંસા ( દયા ) પાળે છે તે ધર્મ પાળવો મુસ્કેલ છે. ૮ કદાચ ધર્મ શ્રવણ પામ્યો તો પણ શ્રદ્ધા (ધર્મમાં રૂચિ) થવી એ તો વળી અત્યંત દુર્લભ છે કેમકે ન્યાયમાર્ગ. ( નિગ્રંથ માર્ગ ) સાંભળ્યા છતાં પણ ઘણા માણસો તે માર્ગથી ભ્રષ્ટ થાય છે. ૯ ધર્મ સાંભળ્યો, શ્રદ્ધા પણ થઇ, પરંતુ વીર્ય ફોરવવું ( ચારિત્ર્ય પાળવામાં બળ ફોરવવું ) દુર્લભ છે. કેમકે જેમને ધર્મ સારી રીતે રૂચ્યો છે તેવા ઘણા માણસો ચારિત્રવાન થઇ શકતા નથી. ૧૦ મનુષ્યત્વ મળ્યું, ધર્મ સાંભળ્યો, શ્રદ્ધા કરીને તપસ્વી થઇ સંયમમાં જે માણસ બળીઓ થયો તે પુરૂષ આશ્રવને અટકાવી કર્મરૂપ રજને ટાળશે ( મોક્ષ મેળવશે. ) ૧૧ આ ચાર અંગ પામીને મોક્ષાર્થી જીવ કષાયાદિરહિત શુદ્ધ સરળ થઇ દશ વિધ ધર્મમાં સ્થિર થાય છે. એવો શુદ્ધ જીવ અતિ ઉત્તમ નિર્વાણ પામે છે. જીવન મુક્ત થાય છે અને ઘીએ સીંચેલા અગ્નિની પેઠે તપ તેજ વડે દીપે છે. ૧૨ કર્મના હેતુ ( મિથ્યાત્વાદિ ) ટાળે, ક્ષમા વડે સંયમાદિ ગુણોનો સંયમ કરે તે આ માટીનું ઔદારિક શરીર છોડીને ઉંચી ગતિમાં જાય છે. ૧૩ અતિ શીલ વડે એક પછી એક ચઢીઆતા સ્થાનમાં તેઓ મહા તેજસ્વી દીપતા અને જાણે મરવું કે ચવવું નથી એવું માનનારા સુખી દેવ થાય. ૧૪ દેવતાના કામ ભોગ પામેલા મરજીમાં આવે તેવાં રૂપ ધરી શકનારા તે જીવો ઘણાં પૂર્વ સુધી ઉંચે દેવલોકમાં સુખ ભોગવે. ૧૫ ત્યાં પોતાના સ્થાનક વિષે રહીને આયુષ્ય પુરૂં થયે તે દેવો ચવી મનુષ્યની યોનિમાં આવી સંપૂર્ણ અંગથી અવતરે છે. ૧૬ ખેતર, ઘર, સોનું રૂપું, પશુ, ચાકર–નફર, એ ચાર સુંદર સ્કંધ ( સમૂહ ) જ્યાં હોય ત્યાં તે જીવ ઉપજી સર્વ સુખ ભોગવે છે. ૧૭ તે મિત્રવંત, જ્ઞાતિવંત, ઉચ્ચગોત્રી, રૂપવંત, નિરોગી, મહા બુદ્ધિશાળી, વિનીત, યશસ્વી અને બળવંત ( પૂર્વ પુણ્યને લીધે ) થાય છે. ૧૮ જેણે પૂર્વે નિર્મળ શુધ્ધ ધર્મને સેવ્યો છે, તપથી કર્મના અંશો જેણે બાળી નાંખ્યા છે તે અતિ રૂપવંત થઇ જીવતાં સુધી મનુષ્ય સંબંધી ભોગ ભોગવીને ફરી નિર્મળ સમકિત પામી, ઉપર કહેલાં ચાર અંગો મહા મુશ્કેલીથી મેળવી શકાય છે એમ જાણી, સંજમ અંગીકાર કરીને શાશ્વત સિધ્ધ થાય છે. ૧૯ આ પ્રમાણે સુધર્મા સ્વામીએ

જંબુ સ્વામીને કહેલું છે તે આપણે સૌએ ધ્યાનમાં લેવાનું છે. ને મહા મહેનતે મળેલ મનુષ્યભવ હારી જવાય એ રીતે વર્તવાનું નથી.

**મરીને માણસ કોણ થાય ?** એ પ્રશ્ન અહિં ઉદ્‌ભવે છે. પ્રકૃતિભદ્ર ( સરળ સ્વભાવી ), પ્રકૃતિ વિનિત ( નમ્ર, કોમળ સ્વભાવી ), સાનુક્રોશી ( દયાળુ ) અને અમત્સરી ( ઇર્ષ્યા અભિમાન વિનાનો જીવ, ભુંડાના કરતલનું પણ ભલું ચાહનારો ગુણાનુરાગી જીવ ) આ ચાર ગુણવાળો માણસ મરીને માણસ થાય. માટે વિશેષ ન મેળવાય તો છેલ્લે આ ચાર ગુણ તો મેળવવા આપણે સર્વેએ પ્રયત્ન કરવોજ જોઇએ કે જેથી મનુષ્ય જેવો મહા મૂલ્યવાન ભવ હારી ન જવાય. જૈન વાંચનમાળામાં એક દૃષ્ટાંત છે કે:—

કેસરની ગુણો ભરી એક વણજારો એક મોટા શહેરમાં વેચવા ગયો. ગામ બહાર તંબુ તાણીને શેઠ તેમાં સુતા છે ને ગુણો બહાર પડી છે. મધરાતનો સમય છે તેવામાં ધ્રુવ તરફ વાદળાંનો કસ થયો. થોડી વારમાં લાલ વીજળી સાથે ગર્જના શરૂ થઇ. થોડી વારમાં વરસાદ ત્યાં આવી પહોંચશે ને મુશળધારે મેઘ વરસશે એમ લાગ્યું. શહેરમાં ચોકીયાતો ફરતા હતા. તેમાંનો એક ગામ બહાર તંબુ પાસે આવી બુમ દેવા લાગ્યો કે–શેઠ જાગો હમણાં મુશળધાર વરસાદ વરસશે. તેથી નીચેની કાળી જમીનમાં કેશરની ગુણો પલળી જશે અને મહા મૂલ્યવાન કેશર કાદવ થઇ જશે. વણજારો અશાડ મહીનાની અરધી રાતે મીઠી ઉંઘમાં પડયો હતો તે જાગ્યો તો ખરો, પણ જોઇ લેવાશે એમ કહી પાછો મીઠી ઉંઘમાં પડયો. મીઠી ઉંઘ તજી શક્યો નહિ. વરસાદ મુશળધારે વરસ્યો ને કેશર બધું કાદવમાં મળી ગયું.

ભાઇઓ ! આ દ્રવ્ય દ્રષ્ટાંત મહા મૂલ્યવાન કેશરરૂપ મનુષ્યભવપર ઉતારો. સાધુ મુનિરાજને ચોકીયાત માનો, વણજારને જીવ માનો, ધોળા કેશને ચેતવણી માનો, એમ જેમ ઠીક પડે તેમ મહા મૂલ્યવાન મનુષ્યભવને આ દ્રષ્ટાંત લાગુ પાડો. આ સંબંધે શ્રી વિષ્ણુ ભગવાન ફરમાવી ગયા છે કે:—

" આયુષ્ય ફુટેલા ઘડામાંથી વહેતા જળ સમાન, અને રોગ શત્રુ તુલ્ય ક્લેશ આપનારા છે. માટે મનુષ્યે ઘણી ઉતાવળથી પ્રથમ અવસ્થાથીજ પોતાનું કલ્યાણ કરવાનો શ્રમ કરવો. જ્યાંસુધી કોઇ પણ પ્રકારનું દુઃખ પડયું નથી, જ્યાંસુધી

આપત્તિ નજીક આવી નથી, અને જ્યાં સુધી ઇંદ્રિયો વિકળતા પામી નથી ત્યાં સુધીમાંજ ધારેલી વસ્તુ સંપાદન કરવાનો પ્રયત્ન કરવો. જ્યાં સુધી આ શરીર શક્તિવાળું અને સઘળી ઇંદ્રિયો સંપૂર્ણ છે ત્યાં સુધીમાં તત્વાભ્યાસ કરવો. આ સંસારમાં અનેક પ્રકારના ક્લેશ ભોગવવા છતાં પણ આ મોહરૂપી સંસારમાં લીન થઇ જઇને એ સર્વે દુઃખદ બનાવોનો મનુષ્યો ભય ગણતા નથી.................મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું ગણીએ તો ૪ થો ભાગ બાળપણામાં તથા રોગ વગેરે દુઃખોમાં જાય છે. અર્ધ ભાગ રાત્રીમાં જાય છે. અને કાંઇક થોડું ઘણું બાકી રહે છે તે સંસારના વ્યાપારમાં વ્યર્થ ગુમાવાય છે. દેહ પાણીના પરપોટાની પેઠે ક્ષણિક અને સઘળી વસ્તુઓ અનિત્ય છતાં તેમાં નિર્ભયપણાથી બેસવું એ કેવી મુર્ખાઇ ? ”

ધર્મ નીતિનાં કાર્યો કરી સેવા ધર્મ બજાવી મનુષ્યભવને સાર્થક કરો. સઝાય અને વૈયાવચ્ચ બંને તપ છે છતાં બંનેની સિદ્ધિમાં તફાવત છે. બંને વડે નિર્જરા થાય છે છતાં બંનેનાં પરિણામમાં કેટલોક ફેર છે. માટે પરોપકારી થઇ સેવાધર્મ બજાવો.

શ્રી ઉત્તરાધ્યયનજીના ૨૯ મા અધ્યયનમાં કહ્યું છે કે સઝાયથી શો ગુણ થાય ? સઝાયથી નિર્જરા થાય. વૈયાવચ્ચથી શો ગુણ થાય ? વૈયાવચ્ચથી તીર્થંકરાદિ પદવી પ્રાપ્ત થાય. સઝાયમાં આત્માના ઉપયોગની વિશેષ જરૂર છે. અને વૈયાવચ્ચમાં શુભ જોગની ને અહંવૃત્તિ તજી દઇ નમ્ર થવાની વિશેષ જરૂર પડે છે. કેવળી ને તીર્થંકર બંને જ્ઞાનમાં સમાન છે છતાં રિદ્ધિ તીર્થંકરને વધારે છે તેનું કારણ ગતભવોમાં “ સવિ જીવ કરૂં શાસન રસી, એસી ભાવ દયા મન ઉલસી ” એ છે. તો જગતના જીવોને સુખી કરવાનું, શાતા ઉપજાવવાનું, કલ્યાણનું, શ્રેયનું કાર્ય ઉપાડો,. પ્રભુની આજ્ઞાઓનો પ્રસાર કરો. પ્રભુનાં વચનો સાંભળવાનો રાયથી રંક સુધી સર્વેને સરખો હક્ક છે. સર્વ દેશ અને દરેક વ્યક્તિ માટે તેમનું કથન છે તો જૈન મિશન સ્થાપી જૈન ધર્મનો પ્રસાર કરો. સ્વાર્થમય પ્રદેશમાં કામ કરનારા ઘણા મળી આવે છે. પણ પ્રભુના પરમાર્થ મય પ્રદેશમાં કામ કરનારાની ખોટ છે તો રોવા કુટવાના બાયલા વિચારો પડતા મુકી મહાવીર પ્રભુના વીરપુત્રો બનો અને જન સમુદાયનું કલ્યાણ કરવા ઉદ્યુક્ત થાઓ. શાંતિ પ્રસારક ધર્મના સિદ્ધાંતો ફેલાવો.

શ્રી વિષ્ણુ ભગવાને ફરમાવેલ છે કે " જેઓ પાપ કર્મમાં અનુકુળ રહે છે, જે નિર્દય છે, જે નઠારી સોબત કરનારા છે, જે સત્સંગથી તથા સત્ શાસ્ત્રોથી ઉલટી રીતે વર્તે છે, જે પોતેજ પોતાને ઉત્તમ માને છે, જેઓ ધન-પ્રાપ્તિથી અભિમાની થાય છે, જેનો સ્વભાવ ક્રોધી છે, જે પરસ્ત્રી પ્રત્યે માઠી નજરથી જોનારા છે, જેઓ પારકા ધન પર મન રાખનારા છે, જેઓ માયાની જાળમાં ફસાઇ પડી વિષયમાંજ આસક્ત રહે છે. આવા દુષ્ટ મનુષ્યો અપવિત્ર નર્કમાં જાય છે. " " મુઆ પછી ફટ ફટ કરે. સૌ જેને સંસાર, પુરો પુરાવો એજ છે, ગયો નર્ક મોઝાર " (ક. દ. ડા.)

શ્રીયુત સમય ધર્મ કહે છે કેઃ—" નરકના ખ્યાલથી માણસો કેમ ડરે છે ? કારણ કે ત્યાં બંધન છે, બેડી છે, મારપીટ છે, કકળાટ છે, લોભ અને ઇર્ષાની પ્રચંડ અગ્નિ છે, અત્યંત અતૃપ્ત ક્ષુધા છે, સતત ડર છે, નિદ્રા, આરામ, શાન્તિનું નામ નથી. **આ ભાવી** સ્થિતિથી માણસો ડરે છે, અને તે છતાં ચાલુ જીંદગીમાં બંધન, કકળાટ, અશાન્તિ ઉત્પન્ન કરતાં ડરતા નથી. **અહિંજ** નરક બનાવે છે અને ભોગવવું શરૂ કરે છે. એ તરફ એમનો ખ્યાલ પણ જતો નથી. જરૂર પુરતી આવક છતાં માણસ વધારેની લોલુપતા ઉત્પન્ન કરી અજંપો અને અશાન્તિ ભોગવે છે. તીવ્ર ઇર્ષાની અગ્નિમાં શેકાય છે. રાજા મારશે કે સમાજ સતાવશે કે ધર્મગુરૂ નરકમાં મોકલશે એવી ચિંતાની બેડી ઉત્પન્ન કરી છોલાય છે. ( પોતાના આત્માનું લાઇબલ કરે છે ) આવા મનુષ્યનું નરક અહિંથીજ શરૂ થાય છે. જેઓ નરક બનાવનાર ભાવો ઉપર જય મેળવવાની જરૂર જુએ છે અને એ સર્વ બંધનોને તોડવા સ્વતંત્ર ઉદ્યમ સેવે છે, તેઓ "જન" છે. તેઓ આ દેહમાં છતાં 'દેવ' ના નમુના હોય છે."

નારકીનાં દુઃખોના આક્રંદનું અસરકારક વર્ણન કસાઇની આંખો પણ ભીની બનાવે છે. કેટલાક કર્મોનાં ફળ આ ભવેજ ભોગવવાં પડે છે. જ્યારે કર્મ ઉદય આવે ત્યારે વ્હેલાં મોડાં દેવું પતાવ્યેજ છુટકો કરે છે. ન્યાયાધીશની આજ્ઞા અનુસાર સજાનો અમલ કરનારાઓ, પાપીઓને બોધ આપવામાં બાકી રાખતા નથી.

" હે પાપી ! તથા દુષ્ટ ! તેં અહંકારી અને અવિચારી થઇને, કામ ક્રોધનો આશ્રય કરીને, દુરાચારી પુરૂષોની સોબ-

તથી પાપ કર્મ શા માટે કર્યાં? સંસારમાં જેમ ઘણા ખુશ ખુશ થઈને પાપ કર્મ કર્યાં છે તેવીજ રીતે તેવા તીવ્રપણાથી તારે શિક્ષા ભોગવવાની છે, છતાં તે શિક્ષા ભોગવવામાં જીવે શા માટે ડરવું જોઈએ? પોતાને હાથે કરેલાં પાપના ફળરૂપ દુઃખો આવે છે. મુર્ખ હોય, વિદ્વાન હોય, દરિદ્રી કે લક્ષાધિપતિ હોય, બળવાન કે દુર્બળ હોય, બાળક કે વૃદ્ધ હોય, ગમે તે હોય, પરંતુ યમ-ધર્મ પાસે ન્યાય વખતે તો સઘળા સમાનજ છે.” મૃત્યુ પછી જીવ કઈ ગતિમાં જાય છે. અને કઈ ગતિમાંથી મનુષ્યભવમાં આવી શકે એ વાત પણ સમજવા જેવી છે.

રોવા કુટવાનું આર્તરૌદ્ર ધ્યાનનું કાર્ય પડતું મુકો, જીવો પોતાના કર્મ પ્રમાણે એક દેહમાં અવતાર લે છે તે આયુષ્ય પુરૂં થયે ચાલ્યા જાય છે એમ આ જગતમાં અનાદિ કાળથી ચાલ્યું આવે છે. તો પછી નાહક રોવા કુટવાથી લાભ શો ? ગતિ આગતિનો વિચાર કરી સારી ગતિમાં જવાય તેવાં કાર્યો કરો.

## ગતિ આગતિ.

ગતિ ચાર છે—નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવતા. મોક્ષમાં ગયેલો સિદ્ધ થયેલો જીવ પાછો અવતરતો નથી એ સિદ્ધ ગતિને પાંચમી ગતિ કહે છે. ચાર ગતિમાંથી ચારે ગતિમાં આગતિ પણ છે.

૧ અતિ આકરા કષાયો વર્તતા હોય, અતિ અહંકાર, અતિરોગ, અતિ મુર્ખાઈ, અતિ આંબળો મનમાં રાખવો વગેરે બાબતો પરથી જાણવું કે એ જીવ નરકમાંથી આવ્યો છે.

૨ લોભ, લાલચ, માયા, કપટ, આળસ, ભુખ, મુર્ખ પરિચય એ બધાં અતિ હોય તો જાણવું કે જીવ તિર્યંચમાંથી આવ્યો છે.

૩ નિર્લોભી, વિનયી, અલ્પમાની, માયા કપટ વિનાનો, દયાળુ, દાનેશ્વરી, પ્રશંસાપાત્ર, જીવ હોય તો જાણવું કે તે મનુષ્યમાંથી આવ્યો છે.

૪ મિષ્ટ વાણીનો વદનાર, રૂપવંત, દાતાર, સંપદાવંત, દેવગુરૂનો ભક્તિવંત, ને ધર્મ તપસ્યાનોરાગી હોય તો જાણવું કે એ જીવ દેવતામાંથી આવ્યો છે.

મૃત્યુએ દોરેલા પ્રાણીની આગળ પુણ્ય પાપ આવે છે પણ પુત્રો, પૈસો અને હવેલીઓ આવતી નથી.

ગતી આગતિના સંબંધમાં ૨૪ દંડક વિષે પ્રથમ જાણવું જોઇએ.

| દંડક. | નામ | આગતિ. | ગતિ. |
|---|---|---|---|
| ૧ | સાત નારકી | ગર્ભજ મનુષ્યમાંથી ને તિર્યંચ પચેંદ્રીમાંથી આવે | ગર્ભજ મનુષ્ય ને ગર્ભજ તિર્યંચમાં જાય |
| ૨ | | | |
| ૩ | | | |
| ૪ | | | |
| ૫ | | | |
| ૬ | | | |
| ૭ | દશ ભવન પતિ | ,, | મનુષ્ય, તિર્યંચ પચેંદ્રી, પૃથ્વી, અપ ને વનસ્પતિ કાયમાં જાય. |
| ૮ | | | |
| ૯ | | | |
| ૧૦ | | | |
| ૧૧ | | | |
| ૧૨ | પૃથ્વીકાય | નારકી સિવાય નારક દંડકમાંથી આવે | મનુષ્ય, તિર્યંચ પચેંદ્રી, ત્રણવિકલેંદ્રિય ને પાંચ સ્થાવરમાં જાય. |
| ૧૩ | અપકાય | ,, | |
| ૧૪ | તેઉકાય | પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, મનુષ્યને તિર્યંચ પચેંદ્રિયમાંથી આવે | તિર્યંચ પચેંદ્રિ, ત્રણ વિકલેંદ્રિય ને પાંચ સ્થાવરમાં જાય. |
| ૧૫ | વાયુકાય | | |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | વનસ્પતિકાય | પૃથ્વીકાય મુજબ બધું સમજવુ. | |
| ૧૭<br>૧૮<br>૧૯ | બેઇંદ્રિય<br>તેઇંદ્રિય<br>ચૌરેંદ્રિય | બેઇંદ્રિય, તેઇંદ્રિય ચૌરેંદ્રિય, પાંચ સ્થાવર, તિર્યંચ પચેંદ્રિયને મનુષ્યમાંથી આવે ને તેમાં જાય. | |
| ૨૦ | તિર્યંચ પંચેદ્રય, સમૂ. વિકલેંદ્રિયની પેઠે, | ૧૦ દંડકમાંથી આવે | જ્યોતિષી ને વૈમાનિક સિવાયના ૨૨ દંડકમાં જાય. |
| | | ગર્ભજ પંચેદ્રિય બધા દંડકમાંથી આવે ને બધામાં જાય. | |
| ૨૧ | મનુષ્ય | સમૂચ્છિં, પૃથ્વી. અપ, વન, વિકલેં તિર્યંચને મનુષ્યમાંથી આવે ને વનસ્પતિની પેઠે ૧૦માં જાય. ગર્ભજ તેઉને વાયુ સિવાયના બધા દંડકમાંથી આવે. ચોવીસે દંડકમાં જાય. | |
| ૨૨<br>૨૩ | વ્યંતર<br>જ્યોતિષી | ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યમાંથી આવે | મનુષ્ય, તિર્યંચ પંચેંદ્રિ, પૃથ્વી, અપ ને વનસ્પતિમાં જાય. |
| ૨૪ | વૈમાનીક | ૧થી ૮ દેવલોકમાં ગર્ભજ તિર્યંચને ગર્ભજ મનુષ્યમાંથી આવે ને બાકીના બધા દેવલોકમાં ગર્ભજ મનુષ્યમાંથી આવે. | ૧–૨ દેવલોકના વ્યં. ભવ. ની પેઠે જાય<br>૩–૮ ,, ગર્ભજ મનુષ્યમાં જાય<br>બાકીના બધા ગર્ભજ મનુષ્યમાં જાય. |

સમજુતી, ૭ નરક, રત્નપ્રભા, શર્કરપ્રભા, વાલુકપ્રભા. પંકપ્રભા, ધુમ્રપ્રભા, તમપ્રભા, તમસ્તમપ્રભા,

૧૦ ભવનપાત, અસુર, નાગ, સુવર્ણ, વિદ્યુત, અગ્નિ, દ્વીપ, ઉદધિ, દિક પવન ને સ્તનિત કુમાર.

જીવના બે ભેદ. સંસારી અને મુક્ત. સંસારીના બે ભેદ સ્થાવર ને ત્રસ. સ્થાવરના પાંચ ભેદ પૃથ્વી, અપ, તેઉ, વાયુ ને વનસ્પતિ. ત્રસના ચાર ભેદ બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ ને પચેંદ્રિય.

મનુષ્ય, દેવતા ને નારકી એ પંચેદ્રિય જીવ છે. કેટલાક તિર્યંચ પણ પંચેદ્રિય છે.

સંસારી જીવના કુલ ૫૬૩ ભેદ થાય છે. ૭ નારકીના પર્યાપ્તને અપર્યાપ્ત મળી ૧૪ નારકીના, ૪૮ તિર્યંચના, ૧૯૮ દેવતાના ને ૩૦૩ મનુષ્યના મળી કુલ ૫૬૩.

ધર્મ પાળવો હોય, મોક્ષે જવું હોય; સારી ગતિ મેળવવી હોય, મનુષ્ય થઇ સત્કર્મ કરવાં હોય તો પ્રથમ ગુણાનુરાગી થાઓ. કોઇના અવગુણ ન જુઓ, ગુણમાં પ્રમોદ ધરવો, અને ગુણ તથા ગુણીને ચાહતા થવું એ આગળ વધવાનું પહેલું પગથીઉં છે.મરનારની પછવાડે શા માટે રૂદન કુટન કરવું ? તીર્થંકર દેવે પ્રકાશેલી ભાવનાઓનો વિચાર કરો તો જે નિત્ય નથી, જે નાશવંત છે તેનો અફસોસ શો ? બેશક સંબંધને લઇને આપણને શોક થાય એ સ્વાભાવિક છે: પરંતુ ધીરજ અને શાંતિથી એ સઘળું સહન કરવું એમાં આત્માને લાભ છે. પાંચ ગતિમાં જીવ શાં શાં કર્મ કરવાથી જાય છે. તે જુઓ.

આરંભ કરતાં રે જીવ શંકે નહિ, મદ્ય માંસનો કરે આહારજી:
ઘાત કરે રે પંચેદ્રિય જીવની, ધન-મેળણ તૃષ્ણા અપારજી. એ ચારે પ્રકારે જીવ જાય નરકમાં, ૧
કુડ-કપટને કુડ-માયા કરે, બોલે મુસાવાયજી,
કુડાં તોલાં રે કુડાં માપલાં, ખોટા લેખ લખાયજી. એ ચારે પ્રકારે જીવ જાય તિર્યંચમાં. ૨
સરલ સ્વભાવિક ભદ્રિક પ્રણામથી, વિનયતણા ગુણ આવેજી;
દયા ભાવ રે રાખે દીલમાં, મત્સર નહિ ઘટ માંહેજી. એ ચારે પ્રકારે જીવ જાય મનુષ્યમાં. ૩
સરાગપણેથી પાળે સાધુપણું, શ્રાવકનાં વ્રત બારેજી,
અજ્ઞાન કષ્ટ અકામ નિર્જરા, તિણ શું સુર અવતારેજી. એ ચારે પ્રકારે જીવ જાય દેવમાં. ૪
જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, શ્રદ્ધાએ સમકિત આવેજી;
ચરિત્રથી રોકેરે નવાં કર્મ આવતાં, તપે પૂર્વનાં કર્મ ખપાવેજી. એ ચારે પ્રકારે જીવ જાય મોક્ષમાં ૫

# અનિત્ય ભાવના.

આ અનિત્ય ભાવના સમજવા માટે એક ભીખારીનું દ્રષ્ટાંત આપવામાં આવે છે. એક ભિખારી હતો. ઘેર ઘેર

ભીખ માગતાં છતાં તેને પૂરું ખાવાનું પણ મળતું નહોતું. પાસે એક ફાટલ, તુટલ હજાર સાંધાવાળી ને ગોખ જાળીઆં વાળી ગોદડી, તેવાંજ શરીર ઉપરનાં લુગડાં ને ઘણા વરસનો જુનો ખોખરો થઇ ગયેલો પાણી પીવાનો ઘડો એ એની રિદ્ધિસિદ્ધિ હતી. એકવાર ગામમાં તે ઘણે સ્થળે રખડયો પણ કયાંય ખાવાનું મળ્યું નહિ. અંતે એક શેઠને ઘેર જઇ ચડયો. દાન ધર્મનો મહિમા સમજનારી તે શેઠની પુણ્યશાળી સ્ત્રીએ તેના કાલાવાલા સાંભળી દયા આણી મધુર મિષ્ટાન્ન પેટપૂર્ણ આપ્યું. તે લઇ હરખાતો હરખાતો તે ભિખારી ગામ બહાર જતો રહ્યો. ને એકાંતે એક વૃક્ષ તળે જઇ ખાવા બેઠો. ભુખ કડકડીને લાગી હતી. તે બહુ સ્વાદથી સઘળું મિષ્ટાન્ન ભોજન ખાઇ ગયો. ને જુના ઘડામાંથી પાણી પીઇ શાંત થઇને બેઠો પણ ભોજનના મદથી ઝોલાં આવવા લાગ્યાં તેથી એક પત્થરનું ઓશીકું કરી, પૃથ્વીને પોતાની શય્યા કરી, હાથને ગાલ મશરીકું બનાવી એ ભિખારી આનંદથી ઉંઘી ગયો. ઉંઘમાં તેને એક સુંદર સ્વપ્નું આવ્યું. જાણે તે એક મોટો મહારાજા છે. સારા ઉંચા આવાસમાં સુંદર પલંગ ઉપર પોતે પોઢયો છે. સ્વરૂપવાન સુંદર રાણી તેને પંખાથી શીતળ પવન ઢોળે છે, સુકુમાર હાથથી કેટલીક રાણીઓ તથા દાસીઓ તેની પગચંપી કરે છે. દાસ દાસી તેની ખીજમતમાં તેના ફરમાનની રાહ જોતાં ખમા ખમા કરતાં ઉભાં છે એમ અનેક રીતે અનુપમ રાજ રિદ્ધિનો લાભ લેતો પલંગમાં પડયો છે. આવું તેને સ્વપ્નું આવ્યું છે. દરમ્યાન અહીં આકાશમાં વાદળાં ચડી આવ્યાં અને થોડી વારમાં તો વિજળીના ઝબકારા અને ગાજ-વીજના કડાકા થવા લાગ્યા, એક એવો જબરો કડાકો થયો કે આ પામર ભિખારી રાજવૈભવના સુંદર સ્વપ્નામાંથી જાગી ઉઠયો. જાગીને જુએ તો ત્યાં ન દીઠી સાત માળની હવેલી, ન દીઠી રૂપવંતી રાણીઓનો સમુદાય કે ત્યાં ન મળે ખમા કરનાર દાસ દાસીઓ, કોઇ જાતના વૈભવનું ત્યાં તેણે કશું પણ ચિન્હ જોયું નહિ તેથી તેના ખેદનો પાર રહ્યો નહિ. અરે ! થોડી વાર પહેલાં હું જે રાજદરબારમાં વૈભવ ભોગવતો હતો તે કયાં જતો રહ્યો. અરે આતો સ્વપ્નુંજ. હું તો મારી આ-સપાસ મારો ખોખરો થઇ ગયેલો જુનો ઘડો, ફાટલ તુટલ અને થીગડાંથી વિભુષિત ગોદડી સિવાય બીજું કાંઇ જોતો નથી. આ શું ચમત્કાર, એમ એ બિચારા ભિખારીને સ્વપ્નમાં રાજ વૈભવ ભોગવવા જતાં ઉલટો ખેદ ને પશ્ચાત્તાપ વધ્યો. તેમ

સ્વપ્ન જેવા સંસારના સુખોમાં રચ્યા પચ્યા રહેવાથી અંતે ખેદ ને પશ્ચાત્તાપ સિવાય ( આત્મ કલ્યાણની અભિલાષા રાખનારને] બીજું કાંઇ મળતું નથી. ઉદાસીન ભાવથી સંસારમાં ધર્મ નીતિને લક્ષમાં રાખી કર્તવ્યો કરવાથી પરિણામે લાભ છે. બાકી તો સંસારમાં શાશ્વત સુખ નથી. સંસારમાં જેને સુખો કહેવામાં આવે છે તે સઘળાં સુખોનો ધરનાર પણ એક જીવ નથી. આ સંસારમાં વિજ્ઞાનથી જુઓ–જ્ઞાન દ્રષ્ટિથી જુઓ તો જણાશે કે બધું અનિત્ય છે.

સુપ્રભાત વિષે જન જોઇ હતો, સુમધ્યાન્હ વિષે નહતોજ થતો;
સહુ ચીજ અનિત્યજ એમ ગણો, ગણી સંગ સજો શુભ ધર્મ તણો.

**शरीरं देहीनां सर्वं पुरुषार्थ निबंधनं प्रचंड पवनोद्भुत घनाघन विनश्वरं.**
**कल्लोल चपला लक्ष्मिः संगमा स्वप्न संनिभा वात्यात्र्यतिकरोत्क्षिप्त तूल तुल्यंच योवनं.**

લક્ષ્મી સ્તરંગ તરલા પવન પ્રકંપ, શ્રી વૃક્ષ પત્ર નિભમાયુ રિહાંગ ભાજાં,
તારૂણ્ય મેવ નવ શારદ સાંધ્ય રાગ, પ્રાયં સ્થિરા સુકૃતજા કિલ કીર્તિ રેષા.
માત્ર મોહથી લાગતો, મમતા મય સંસાર, પણ સમતા વિણ નહિ મળે, એ મમતાનો પાર.
બુદ્ધિમાન માનવતણો, ભવ મળવો મુસ્કેલ, એ ભવ આવ્યો હાથમાં; દુર મમતને મેલ.
તારૂં તે જાતું નથી, તારૂં છે તુજ પાસ, અંતર ચક્ષુ ઉઘાડી જો, થામાં કદી નિરાશ.
જેને તું બંધવ ગણે, કે તુજ માતા બાપ, તેને બાળી ભસ્મ કરી, શાનો સજ સંતાપ.
ચેત ચેત ઓ મૂઢ તું, અનિત્ય છે સંસાર, ભાવી અનિત્ય ભાવના, થઇ જા તું હુશિયાર. [ પો. કે. શાહ. ]

**गगन नगरकल्पं संगमं वल्लभानां । जलद पटल तुल्यं यौवनं वा धनं वा ॥**
**सुजन सुत शरीरादिविद्युच्चलानि । क्षणिक मिति समस्तं विधि संसार वृतं ॥**

# અશરણ ભાવના.

મોટા મોટા ચક્રવર્તીઓ, ઈંદ્રો, ઉપેંદ્રો વગેરે સર્વ મોતને શરણ થાય છે. મોત કોઇને મુકતું નથી માટે એવી રીતે મોતનો ભય આવતાં આપણ સર્વેને કોનું શરણ છે ? આ બાબતનો મનુષ્યોએ કોઈ દિવસ વિચાર કર્યો છે ખરો ? પિતા, માતા, બહેન, ભાઇ અને દીકરાઓના દેખતાં છતાં શરણાં વિનાના આ જીવને કર્મોને લીધે જમને દ્વારે લઇ જવામાં આવે છે. પોતાના કર્મોથી મૃત્યુ પામતા એવા પોતાના કુટુંબીઓ માટે તો જે બુધ્ધિ વગરના મૂઢ પુરૂષો હોય છે તેજ શોક કરે છે પણ કર્મો કરીને લઇ જવાતા પોતાના આત્મા માટે તો કશો શોક કરતાજ નથી. મરી જતા જુઓ ભુપ ઇંદ્રને. મરી જતા જુઓ સૂર્ય ચંદ્રને; અરર આવશે મૃત્યુ જ્યાહરે, શરણ કોણનું ધારશો ખરે ! પિતુ બહેન કે, માત ભ્રાત કે, તનુજ મૃત્યુથી ના બચાવશે; શરણ એક છે માત્ર ધર્મ આ, કયમ ભૂલો પડયો મુઢ જીવડા. દુઃખરૂપી દાવાનલથી બળની જ્વાળાઓથી ભયંકર થયેલા એવા આ સંસારમાં, વનમાં રહેલા મૃગના બાળકને જેમ કોઇ શરણું નથી તેમ મોત તેમજ દુઃખમાં પ્રાણીને માત્ર [ ધર્મ સિવાય ] કોઇ પણ શરણું નથી.

ત્રણે ભુવનમાં કોઈ પણ જીવ એવો નથી કે તે બીજાને શરણરૂપ થાય. કેમકે સર્વે જીવ મોતને આધિન છે. માત્ર જે જીવો સંસારનો પાર પામી સિદ્ધ થયા છે તેઓનું શરણું ગ્રહણ કરી તેઓએ અરીહંતપદે આપેલો ઉપદેશ અને બજાવેલાં કર્તવ્યો લક્ષમાં રાખી ચાલીએ તો એ ધર્મજ આપણું ત્રાણ શરણ થશે.

મોતનો ઝપાટો એવો છે કે તેની જાળમાં સપડાયલાને દેવતાઓના ઇંદ્રો પણ બચાવવાને સમર્થ થતા નથી તો મનુષ્યોનું તો શું ગજું છે ? માટે મરેલાનો શોક કરવો એ જ્ઞાનદ્રષ્ટિએ જોતાં યોગ્ય નથી. કર્મને વશ પડેલા પ્રાણીઓને જન્મ મરણના ફેરા ટળતા નથી તેથી તેવા જીવોનું મૃત્યુ થતાં જે માણસ તેનો શોક કે કલ્પાંત અને રૂદન કુટન કરી મુકે છે તે પોતે પંડે જમરાજની દાઢમાં બેઠો છે તે બાબત તેને કેમ વિચાર થતો નથી એ નવાઇ જેવું છે ?

દરરોજ ઘણા જીવો જમને દ્વારે જાય છે છતાં બાકી રહેલા જીવો પોતાને અમર માને છે તેથી બીજું વિશેષ શું આશ્ચર્ય?

કાળના ઝપાટામાં શલાકા પુરૂપ જેવા અનેક મહર્દ્ધિક પુરૂષો પણ મરણ પામ્યા છે તો એવા દુર્નિવાર મૃત્યુનો વિચાર કરી નાહક શોક શેનો કરવો. જ્યારથી આપણે જન્મ્યા છીએ ત્યારથીજ આયુષ્ય નામે કર્મ આપણને જમદ્વાર તરફ ઘસડતુંજ જાય છે. સિંધુરૂપ સમુદ્રમાં માછલારૂપ માનવીઓ, જંજાલરૂપ જાગામાં કાલરૂપી ઢીમરથી સપડાયેલાજ છે. બાળક યુવાન કે વૃદ્ધ જે કોઇ કાલના ઝપાટામાં આવ્યું તેને કાળ છોડતો નથી, છોડયા નથી ને છોડશેજ નહિ.

જેમ મોટા વનમાં લાગેલા દાવાગ્નિથી બીજા જંતુઓને બળતા જોઇને બીજા જીવો કે જેઓ રાગ દ્વેષને વશ થએલા છે તેઓ આનંદ પામે છે. તેમજ આપણે મુંઢ પુરૂષો કામ ભોગમાં મુર્છિત થઇને રાગ દ્વેષના અગ્નિથી આ બળીજળી રહેલું જગત જોઇ કંઇ બોધ પામતા નથી. જેમ અસંખ્ય જીવોથી ભરેલું મોટું વન બળતું હોય અને વૃક્ષપર બેઠેલો માણસ એમ કહે કે " જુઓ ભાઇ, આ બધા જીવો બળી જળી રહ્યા છે. " પરંતુ તે પોતે નથી જાણતો કે જ્યારે આ ઝાડ બળશે ત્યારે હું પણ બીજા જીવોની માફક વનમાં લાગેલી લાયમાં બળી ભસ્મ થઇ જઇશ. એ મોટી મુર્ખાઈ છે. કેટલાક મુઢ માણસો બીજા ઉપર આવી પડેલી આપદાઓને એ પ્રમાણે જાણી શકતાજ નથી. મૂર્ખ અને જ્ઞાનીમાં એજ મોટો ભેદ છે.

વળી જોવાનું એ છે કે જ્યારે કાળ આવી પહોંચે છે ત્યારે હાથી, ઘોડા, રથ, સેના, મંત્ર, તંત્ર, ઓસડ વગેરે સર્વે સંપત્તિ નકામી થઇ પડે છે. જ્યારે આંખો વીંચાણી ત્યારે સઘળું નકામું થાય છે. કહ્યું છે કે " સંમીલને નયનયોર્ન- હિકિંચિદસ્તિ " મોત ન આવ્યું હોય ત્યાંસુધી જીવ ઉદ્ધત થઇને ગમે તેમ દોડયા કરે છે પણ કાળ આવી પહોંચતાં એ બધા ખેલ ભુલી જાય છે ને પછી પસ્તાવો કરે છે કે હાય મેં કાંઇ પણ સુકૃત કર્યું નહિ—મનુષ્ય જન્મારો હારી ગયો. આવો પશ્ચાત્તાપ કરવો ન પડે માટે મનુષ્યે આયુષ્યને ક્ષણભંગુર જાણી ધર્મ કરણી કરવી.

જેના ભ્રુભંગ ( કટાક્ષ ) ના પ્રારંભ માત્રથીજ બ્રહ્મલોક સુધીનું આ જગત ભયભીત થઇ જાય છે, તથા જેના મરણના ભારે વજનથી પૃથ્વી દબાવાને લીધે પર્વતના કડકા થઈ જાય છે, એવા એવા સુભટો ( મોટા યોદ્ધાઓ ) નો પણ

કાળે ભક્ષ કર્યો છે. ને તેમની માત્ર કહાણીજ રહી ગઇ છે છતાં આ હીણબુદ્ધિ જીવ હવે પોતાને જીવવાની ઘણી ભારે આશા રાખે છે એ કેવી મોટી ભૂલ છે? કહ્યું છે કે "કાલોજગદ્‌ભક્ષક:"

રુદ્ર, દિગ્પાલ, દેવ, દૈત્ય, વિશ્વધર, જલદેવતા, ગ્રહ, વ્યંતર, જ્યોતિર્દેવ, વાસુદેવ, પ્રતિવાસુદેવ, બલભદ્ર, ધરણીંદ્ર, ચક્રવર્તી તથા પવનદેવ સૂરજ વગેરે બળવાન દેહધારી સર્વ એકઠા થઇને પણ જેનો કાળ આવી પહોંચેલો છે એવા જીવને બચાવવાને સમર્થ નથી. કોઇ એવું સમજતા હોય કે મૃત્યુથી બચાવનાર આ જગતમાં કોઇકતો હશેજ, પરંતુ એમ સમજવું સર્વથા મિથ્યા છે. કેમકે મૃત્યુથી બચાવનાર કોઇ આ જગતમાં થયો નથી કે થવાનો નથી એ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ.

હે મૂઢ પ્રાણી, જે પ્રકારે વનમાં મૃગની બાલિકા ( હરિણી ) ને સિંહ પકડવાનો ઉદ્યમ કરે છે અને એ જેમ ભયભીત થઇને ભાગે છે તેમ જીવોના જીવનની કળા કાળરૂપી સિંહથી ભયભીત થઇને ઉચ્છ્વાસના બહાના હેઠળ બહાર નીકળે છે ( ભાગે છે. ) અને જે રીતે એ હરિણી સિંહના પંજામાં સપડાઇ જાય છે તેમ જીવોના જીવનની કળા કાળના અનુક્રમથી અંતને પ્રાપ્ત થઇ જાય છે. મતલબ કે કોઇને બચાવવાને કોઇ જીવ સમર્થ નથી. તો હે નિર્દયી ! આ જગતમાં રમવાને ઉદ્યમી થઇ પ્રવૃતિ કરે છે છતાં શરમાતો નથી એ તારૂં નિર્દયપણું નહિ તો બીજું શું છે ? કેમકે સત્પુરૂષોની એવી પ્રવૃત્તિ હોય છે કે જે કોઇ અસમર્થ પ્રાણીને સમર્થ પ્રાણી દબાવે છે તો પોતાનાં બધાં કામકાજ છોડીને તેની રક્ષા કરવાનો વિચાર કરે છે. પરંતુ તું તો કાળથી હણાતા જીવોને જોઇને પણ ભોગોમાં રમ્યા કરે છે. અને સુકૃત કરી તારા પોતાના આત્માને બચાવતો નથી એ તારી ઓછી નિર્દયતા છે ?

આ કાળ ઘણો બળવાન અને ક્રૂર કર્મા ( દુષ્ટ ) છે. જીવને પાતાળમાં, બ્રહ્મલોકમાં, ઇંદ્ર ભુવનમાં, સમુદ્રમાં, વનમાં દિશાઓના અંતરમાં, પર્વતોના શિખરોમાં, અગ્નિમાં, જલમાં, અરણ્ય સ્થાનમાં, અંધકારમાં, વજ્રમયી ઠેકાણામાં, તલવાર બંદુકોના પહેરામાં, ગઢ કે કિલ્લા કોટમાં, ઘરમાં, મદોન્મત હાથીઓના ઠેકાણામાં કે બીજા કોઇ પણ સ્થાનમાં કોઇને પણ બેસાડો તો પણ એ કાળ બળાત્કારે જીવનું જીવન લઇ જશેજ. કાળ આગળ કોઇનું પણ બળ જોર ચાલશે નહિ.

હે આર્ય સત્પુરૂષ ! અંતસમયરૂપી દાઢથી મિશ્રિત કાળરૂપ સર્પના મુખરૂપી વિવરમાં કામરૂપી વિષની લહેરથી મૂર્છિત થયેલ ત્રણ ભુવનના પ્રાણીઓ ગાઢ નિદ્રામાં સૂઇ રહ્યા છે. એ દરેકને નિર્દય કાળ લઇ જાય છે. પરંતુ પ્રત્યક્ષ જ્ઞાનની પ્રાપ્તિ વિના આ કાળના પંજામાંથી નીકળવાને બીજો કોઇ પણ ઉપાય નથી મતલબ કે પોતાના જ્ઞાન ને સ્વરૂપનું શરણું લેવાથી કાળથી બચી શકાય છે. આ પ્રમાણે "જ્ઞાનાર્ણવ"માં ઉપદેશ અપાયો છે.

અનાથી મુનિની વાતપરથી પણ આપને જણાશે કે આ સંસારમાં ધર્મ સિવાય આપાણું કોઇ ત્રાણ શરણ નથી.

## એકત્વ ભાવના.

જીવ એકલોજ ઉત્પન્ન થાય છે, એકલોજ મરી જાય છે અને આગલા ભવોમાં એકઠાં કરેલાં કર્મો પણ તે એકલોજ ભોગવે છે. વળી આ જીવે મેળવેલું ધન ઘણા એકઠા થઇને ભોગવે છે. અને તે તો પોતાનાં કર્મો વડે નરકમાં એકલોજ જઇને નરકનાં દુઃખો ભોગવે છે.

શરીરમાં દારૂણ રોગ થાયે, તે કોઇ અન્યે નહિ ભોગવાયે: આ એકલો જીવજ ભોગવે તે, એકત્વ વિદ્વાન સહાય શોધે. જે પાપને પુણ્ય તણા વિપાકો, તે ભોગવે જીવજ અન્ય ના કો: માટે વિચારો વિબુધો વિચારો, એકત્વને અંતરમાં ઉતારો. મહા દુઃખથી ભરેલા દુઃખાગ્નિથી બળી રહેલા અને દુર્ગમ એવા સંસારરૂપી–ઝાડ પાણી વગરની રેતાલ ભૂમિમાં આ જીવ એકલોજ ભ્રમણ કરે છે. કોઇ તેનો સોબતી નથી.

પોતે પોતાની આંખથી જુએ છે કે આ જન્મ્યો ને આ મુઓ. જે જન્મ લે છે તે મરે છે. કોઇ તેનો સોબતી થતો નથી. એવો પ્રત્યક્ષ અનુભવ થાય છે. આમ એકાકીપણું દેખે છે છતાં પણ એકાકીપણું સમજતો નથી એ મોટી ભૂલ છે. જ્ઞાનાદિગુણ ઢંકાઇ જવાથી આ જીવ પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે તેથી તે એકાકીપણું સમજી શકતો નથી. મૂઢ જીવો જ્યારે આત્મા અને શરીરને ચેતન અને જીવને એકરૂપ માને છે ત્યારે તે કર્મોના બંધનમાં જઇ પડે છે અને જ્યારે જ્ઞાની જીવ

જડ અને ચેતનનો ભેદ સમજી બીજા પદાર્થમાં પોતાની એકરૂપતા જોતો નથી ત્યારે તે એકત્વ ભાવનાનો ખરેખરો લાભ મેળવે છે; અને તે કર્મની નિર્જરા કરી પરિણામે મોક્ષે જાય છે. સંસારનો સંબંધ તો, માત્ર જે પોતાનું નથી તેને મોહ દશાથી પોતાનું માની લેવાથી વધે છે પણ જ્યારે મોહ ઉડી જાય છે ત્યારે જીવને એકપણું બરાબર સમજાય છે.

આ આત્મા પોતે એકજ દેવાંગનાના મુખરૂપી કમલની સુગંધ લેનારા ભમરા સમાન સ્વર્ગનો દેવ થાય છે અને એજ આત્મા પોતે એકલોજ અતિ ભયંકર તલવારાદિ હથીયારો વડે છેદાતો ભેદાતો નરક સંબંધી રૂધિર પીનારો નારકી થાય છે. વળી તે પોતે એકલોજ જ્ઞાની પંડિત થઇને બધાં કર્મનાં આવરણ દુર કરી જ્ઞાનરૂપ રાજ્ય ભોગવે છે–કેવળ જ્ઞાન પામી મોક્ષે જાય છે. નમિરાજર્ષિની વાતપરથી આપને એકત્વ ભાવનાનું સ્વરૂપ વધારે સારી રીતે સમજાશે.

# સંસાર ભાવના.

ચાર ગતિરૂપ મહા આવર્તવાળા તથા દુઃખરૂપ વડવાનલથી બળી રહેલા આ સંસારરૂપી સમુદ્રમાં જગતના દીન, અનાથ પ્રાણી હમેશાં ભ્રમણ કરતા રહે છે. કર્મના બંધનથી છુટે ત્યારેજ મોક્ષ છે.

જીવના મુખ્ય બે ભેદ છે. સંસારી અને સિદ્ધ જીવો. સિદ્ધ જીવો તો અનંત અનંત આત્મ લહેરમાં બિરાજે છે તેને માટે અંહી કશું કહેવાનું નથી, પણ સંસારી જીવની વાત કરવાની છે. સંસારી જીવોના ચાર ભેદ છે. નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા. નારકીના જીવો ઘડી યંત્ર ( કુંભી ) માં ઉત્પન્ન થાય છે. અને તેમને પરમાધામીઓ બહુજ સાંકડા દ્વારે બળાત્કારે ખેંચી કાઢે છે. તેના હાથ પગ ઝાલી ધોબી જેમ પત્થર ઉપર કપડાં ચુએ છે તેમ પછાડે છે. તપાવેલા સીસાનો રસ મદ્ય રસના લોલુપીને પાય છે. છરપલાની ધાર જેવું વેતરણીનું પાણી કેટલાકને પાય છે. ઉંચે ઉછાળી ભાલા ઉપર ઝીલે છે. પાથરેલાં ખડગો ઉપર સુવરાવે છે. પરનારીની યાદ કરાવી બળાત્કારે અગ્નિસ્તંભ સાથે આલિંગન કરાવે છે. તેનાજ શરીરના લોચાના કટકા કરી માંસની લોલુપતા યાદ કરાવી બળાત્કારે ખવરાવે છે એમ આયુષ્યની સ્થિતિ મુજબ તે ત્રીશ સાગરોપમ સુધી એવું દુઃખ નરકના જીવો ભોગવે છે. ભયાનક ભાવથી કરેલું આ વર્ણન ધ્યાનમાં લો.

તિર્યંચમાં એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રીય સુધી પણ અત્યંત દુઃખ છે. છેદન ભેદન, શોષણ, શિકાર, અતિભાર. ભક્ષણ, ટાઢ, તાપ, ઇત્યાદિ દુઃખોથી એ દુઃખી છે.

મનુષ્ય તરિકે અવતરેલાંઓ આધિ, વ્યાધિ, ઉપાધિ, જન્મ, જરા, મરણ, ગર્ભાવાસ, દાસત્વ, વિયોગાદિ દુઃખ, નિરાશા, નિર્ધનતા વગેરે પ્રકારનાં દુઃખો ભોગવે છે. અને કેટલીક વાર તેને હાથે નરકમાં જવા જેવાં અકાર્ય થાય છે.

દેવતાઓ અરસપરસની ઇર્ષ્યાથી અને વિષાદથી દુઃખી છે? આ દુઃખમય સંસારમાં કયો જીવ સુખી છે. આ જગતમાં એક વાળ જેટલો ભાગ પણ એવો નથી કે જેને પ્રાણીઓએ પોતાના વિવિધ કર્મોને લીધે સ્પર્શ કર્યો ન હોય.

સંસારી કર્મોના સંબંધને લીધે ભાડાની કોટડીની પેઠે કઇ કઇ યોનિમાં દાખલ થતો નથી ? તથા કઇ કઇ યોનિને છોડી દેતો નથી ?આ જીવ પોત પોતાના કર્મરૂપ બંધનથી સ્થાવર અને ત્રસશરીરોમાં સંચાર કરતો ઉપજે છે અને મરે છે.

દેવતાઓ આક્રંદ કરતા કરતા નીચે પડે છે અને કુતરાઓ સ્વર્ગમાંજ દેવતા થાય છે. એજ પ્રમાણે અસ્પર્શ રહેનાર બ્રાહ્મણ મરી કૃમિ અથવા કસાઇ થાય છે. (એ પ્રમાણે આ સંસારની દુઃખરૂપ ઘટમાળ ચાલી રહી છે).

આ સંસારમાં અનાદિ કાળથી ભટકતા જીવોએ બધા જીવોની સાથે પિતા, પુત્ર, ભાઇ, મા, બેન, દીકરી, સ્ત્રી વગેરે સંબંધ ઘણી વાર બાંધ્યો છે. એવો કોઇપણ જીવ કે સંબંધ બાકી રહ્યો નથી કે જે આ જીવે બાંધ્યો નહિ હોય.

આ સંસારમાંના જીવની મા મરી દીકરી થઇ જાય છે. બહેન મરી સ્ત્રી થઇ જાય છે. વળી સ્ત્રી મરી પુત્રી થઇ જાય છે એમ બાપ મરી બેટા થાય છે. ને વળી ફરી એ બેટા મરી જઇ પૌત્ર થઇ જાય છે એ પ્રકારે પરિવર્તન થયાંજ કરે છે.

## અન્યત્વ ભાવના.

જીવની સાથે અસાદશ્યપણાથી જેમ શરીરનું જુદાપણું છે તેમ ધન વગેરે નવ પ્રકારથી બંધુરૂપ થયેલા જે માબાપ વગેરે, તેની સાથે પણ આ જીવને જુદાપણુંજ છે. આ આત્મા જો કર્મ બંધની દ્રષ્ટિથી જોઇએ તો બંધરૂપ કે એકરૂપ છે અને સ્વભાવની દ્રષ્ટિથી જોઇએ તો શરીરાદિકથી વિલક્ષણ શુદ્ધ ચિદાનંદમય છે.

ચેતન અને જડને બંધ દ્રષ્ટિની નજરે જોઇએ તો એકપણું દેખાય છે. પણ જો ખરી રીતે જ્ઞાન દ્રષ્ટિથી જોઇએ તો એકપણુ નથી. માત્ર એ બંનેનો એક ક્ષેત્રાવગાહ સંબંધ છે. જેમ સોનું અને ધુલ એ બંનેમાં ( ખાણમાંની સ્થિતિમાં ) એકપણું છે પણ વાસ્તવિક રીતે જોતાં ધુલ અને સોનું બંને જુદાંજ છે.

હે મૂઢ પ્રાણી ! ત્રણ લોકમાં વ્યાપી રહેલા સર્વે પદાર્થો તારા સ્વરૂપથી ભિન્ન ભિન્ન છે તો તું એમાં તારૂં એકપણું માન નહિ.

જે પ્રાણી દેહ અને ધનાદિક નવ પ્રકારથી થયેલા બંધુઓથી પોતાના જીવને ભિન્ન લેખે છે તેને શોકરૂપી શલ્ય શી રીતે દુઃખ આપી શકે ? આપી શકેજ નહિ. અન્યત્વ ભાવના માટે આપ સૌ ભરત ચક્રવર્તીનું દ્રષ્ટાંત સારી રીતે જાણો છો.

## અશુચિત્વ ભાવના.

રસ, રૂધિર, માંસ, ચરબી, હાડકાં, મજ્જા, આંતરડાં તથા વિષ્ટા વગેરે અશુચિમય પદાર્થોનું ઠેકાણું આ કાયા છે તો તેમાં પવિત્રતા તો છેજ કયાં ?

વીર્ય અને લોહીના મળવાથી ગર્ભ બંધાયો અને એ ગર્ભ માતાના ખાધામાં આવેલાં અન્નપાનના રસથી વૃદ્ધિ પામ્યો અને આસપાસના મળયુકત પડદામાં ઢંકાઇ રહ્યો. આવી કાયાને–અશુચિથી ભરેલી કાયાને પવિત્ર તે શી રીતે માનવી ?

આ સંસારમાં જીવોનું જે શરીર છે તે પ્રથમ તો સ્વભાવથીજ ગલન રૂપ છે ( મળ મુત્ર જેમાંથી ઝરે એવું) નિંદવા યોગ્ય છે તથા અનેક ધાતુ ઉપધાતુઓથી ભરેલું છે અને શુદ્ધ રૂધિરના બીજથી ઉત્પન્ન થયેલું હોવાથી ખેદનું ઠેકાણું છે.

આ શરીર રૂધિર માંસ ચરબીથી ભરેલું હોઇ સડી રહ્યું છે, હાડકાનું તે પાંજરૂં છે અને નસોના બંધનથી તે દુર્ગંધમય છે. આવા શરીરના કયા સ્થાનની પ્રસંશા કરવી ? એકેસ્થાન પ્રસંશા યોગ્ય નથી.

શરીરના નવદ્વારમાંથી દુર્ગંધમય રસ ઝર્યા કરે છે તેથી લેપાયેલા આ શરીરમાં પવિત્ર (શૌચ) પણાનો વિચાર કરવો એ મહા મોહનુંજ કારણ છે, આ શરીર કૃમિ જીવડાઓના સમુદાયથી ભરેલું છે, રોગના સમુદાયથી દુઃખિત છે અને વૃદ્ધાવસ્થાથી કંપાયમાન છે એવા શરીર પ્રત્યે મહંત સંતને શી રીતે પ્રીતિ ઉપજે.

આ શરીરમાં જે જે પદાર્થો છે તે સર્વે દુગંછા ઉપજાવનારા છે એમ બુદ્ધિથી વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે. આ શરીરના સર્વે પદાર્થો દુર્ગંધમય વિષ્ટાનાં સ્થાન છે. આ શરીરમાં કોઇપણ પદાર્થ પવિત્ર નથી. આ શરીર પ્રાપ્ત થયાનો લાભ તો જેણે સંસારથી વિરક્ત રહી એ શરીરથી પોતાના કલ્યાણ માર્ગમાં પુણ્ય કર્મોથી શરીરને ક્ષીણ કર્યું તેણે; લીધો એમ જાણવું.

હે મૂઢ પ્રાણી! આ સંસારમાં મનુષ્યોનું આ શરીર ચામડાના ઢાંકણથી ઢંકાયેલું માત્ર હાડકાનું પાંજરૂં છે તથા બગડેલ પાનની દુર્ગંધીથી પરિપૂર્ણ છે અને કાળના મોઢામાં બેઠેલા રોગરૂપી સર્પોનું ઘર છે એવું શરીર શી રીતે પ્રીતિ કરવા યોગ્ય ગણાય. અશુચિત્વ ભાવના વધારે સારી રીતે સમજવા માટે આપ સનતકુમારનું ચરિત્ર લક્ષમાં લો.

## આશ્રવ ભાવના.

પ્રાણીઓને મન, વચન અને કાયાના યોગો, શુભ અને અશુભ કર્મોને એકઠાં કરે છે તેથી તેઓને આશ્રવરૂપ કહેલા છે. કાય વાઙ્મનો કર્મ યોગઃ સ આશ્રવઃ જેમ સમુદ્રમાં રહેલા વહાણમાં છિદ્રો વાટે પાણી આવે છે તેમ જીવ શુભાશુભ જોગરૂપ છિદ્રોથી શુભાશુભ કર્મને ગ્રહણ કરે છે.

યમ (અણુવ્રત કે મહાવ્રત). પ્રશમ (કષાયોની મંદતા], નિર્વેદ (ધર્મ ઉપર પ્રીતિ અથવા સંસારમાં વિરાગતા) તેમજ તત્વોનું ચિંતવન વગેરે શુભ કર્મોને ઉપાર્જન કરે છે. વળી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને મધ્યસ્થતા એ ચાર ભાવના પણ શુભ કર્મોને પેદા કરે છે, આ બધા શુભ આશ્રવ ગણાય છે. પ્રાણીઓ કાઉસગ્ગાદિક શુભ ચેષ્ટામાં રહેલા શરીરથી શુભ કર્મ એકઠા કરે છે, અને હમેશાં જીવ હિંસાદિ આરંભો કરવાથી અશુભ કર્મોને એકઠાં કરે છે.

કષાય, વિષય, યોગ, પ્રમાદ આવિરતિપણું, મિથ્યાત્વ, આર્ત અને રૌદ્ર ધ્યાન એ સર્વે અશુભ કર્મોનાં હેતુ છે.

ક્રોધ, માન માયા ને લોભ એ ચાર કષાય છે તેથી તેમજ નવ નોકષાય ( હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા તથા સ્ત્રી, પુરૂષ ને નપુંસક વેદ ) થી અશુભ કર્મનું ઉપાર્જન થાય છે.

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ ઇંદ્રીયના વિષયો અને મન વચન અને કાયાના અશુભ

જોગ પણ અશુભ કર્મનાં. કારણ ભૂત છે. અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મનો અનાદર, દુઃપ્રણિધાન એ આઠ પ્રકારનો પ્રમાદ પણ અશુભ કર્મનાં હેતુરૂપ છે.

કષાયના ઉદયથી આત્માનો જે તીવ્ર પરિણામ થાય છે તે ચારિત્ર મોહનીનો આશ્રવ છે. સાધુ પુરૂષોની નિંદા, ધર્મીઓને વિઘ્ન કરવું, અચારિત્રીઓના ગુણો બોલી ચારિત્રીના કે વિરતીઆઓની નિંદા કરવી તેમજ કષાય નોકષાયની ઉદીરણા કરવી એ બધાં ચારિત્ર મોહનીના આશ્રવ જાણવાં.

દર્શનાવરણી તથા જ્ઞાનાવરણી કર્મનાં આશ્રવો, જ્ઞાન દર્શનનો તથા તેના હેતુઓનો નાશ, આશાતના, મત્સરતા ઇત્યાદિ કાર્યોથી થાયછે.

ઉન્માર્ગની દેશના, અસંયતિનું પુજન, તીવ્ર મિથ્યાત્વ, શાસ્ત્રો, સંઘ, વીતરાગ કે ધર્મની નિંદા, ગુરૂઓનું અપમાન વગેરે દર્શનાવરણીય કર્મનાં આશ્રવો છે.

રડવું કુટવું, શોક કરવો, રડાવવું કુટાવવું, શોક કરાવવો, મારવું, દુઃખ દેવું વગેરે અશાતાવેદનીય કર્મનાં આશ્રવો જાણવાં અને દેવભક્તિ, ગુરૂભક્તિ, દયા, ક્ષમા, સંયમ, અકામ નિર્જરા, તપ, સુપાત્રદાન વગેરે શાતાવેદનીય કર્મનાં આશ્રવો જાણવાં.

દાનમાં, લાભમાં, શક્તિ ફોરવવામાં, ભોગોપભોગમાં કારણ વગર જે અંતરાય પાડવો તે અંતરાય કર્મનાં આશ્રવો સમજવાં. મિથ્યાત્વ, લુચ્ચાઈ, ઠગાઈ, કુડકપટ, ખોટી સાક્ષી ખોટાં તોલ માપાં વાપરવાં, ચાડી ખાવી વીગેરે કાર્યો અશુભ નામ કર્મને ઉપાર્જન કરે છે. સંસારથી ભીરૂપણું, દેવગુરૂની ભક્તિ, શુભ ધ્યાન, સમક્તિની શુદ્ધિ, પરોપકાર, ગુણાનુરાગ, તપ, ત્યાગ, જ્ઞાનાભ્યાસ વગેરે શુભ નામ કર્મનાં હેતુ છે.

પારકી નિંદા કરવી, મશ્કરી કરવી, તિરસ્કાર કરવો, ગુણોને દોષરૂપે જોવા, જાતિ વગેરેનો મદ કરવો એ નીચ ગોત્રના હેતુરૂપ નીવડે છે, અને દીનતા, સાદાઇ, વિનય, ગુણ ઉપર પ્રીતિ, બીજાને માન આપવું વગેરે બાબતો ઉંચ ગોત્રના આશ્રવરૂપ છે.

અતિ આરંભ કે પરિગ્રહમાં મમતા, નિર્દયતા, પંચેદ્રીયની હિંસા, તીવ્ર કષાય, અત્યંત મૈથુન સેવન, હલકી લેશ્યા, માઠું ધ્યાન, ઇંદ્રીઓને અત્યંત મોકલી મુકવી, વગેરે બાબતો નરકનું આયુષ્ય બંધાવે છે.

કપટ, અપચખાણી કષાય, આરંભ આર્ત ધ્યાન, જુઠો ઉપદેશ, વગેરે બાબતો તિર્યંચનું આયુષ્ય બંધાવે છે. થોડો પરિગ્રહ, સહૃદયહૃદય, નરમાશ, ધર્માનુરાગ, મીઠાં વચનો, મધ્યસ્થતા વગેરે, બાબત મનુષ્યનું આયુષ્ય બંધાવે છે. સંયમ, અકામ નિર્જરા, ધર્મ શ્રવણ, સત સંગ, દાન, શિયલ, તપ, ભાવના એ દેવાયુષ્યનાં અંગ છે.

# સંવર ભાવના.

સઘળા આશ્રવોનો નિરોધ કરવો તેને સંવર કહે છે. દ્રવ્ય સંવર અને ભાવ સંવર એવા તેના બે ભેદ થાય છે. કર્મપુદગલના આશ્રવોને બંધ કરવા તે દ્રવ્ય સંવર અને સંસારના કારણરૂપ ક્રિયાઓનો ત્યાગ કરવો તેને ભાવ સંવર કહે છે. માટે જે જે ઉપાયથી જે જે આશ્રવ રોકાય તેનો તેના અટકાવ માટે તે તે ઉપાય વિદ્વાનોએ જોડવો. ક્રોધને ક્ષમાથી, માનને નરમાશથી, માયાને સરલપણાથી, અને લોભને પરિગ્રહ ત્યાગ ભાવથી અટકાવવો કેમકે એ એના શત્રુછે. એજ પ્રમાણે ઇંદ્રીયો તથા મન ઉપર કાબુ રાખી તેના વિષયોને રોકવા. સમકિતથી મિથ્યાત્વને અને ધર્મ ધ્યાનથી આર્તરૌદ્ર ધ્યાનને રોકવાં. જેમ ગરનાળાં બંધ કરવાથી તળાવમાં પાણી આવતું નથી અથવા છિદ્રો બંધ કરવાથી વહાણમાં પાણી ભરાતું નથી અથવા કમાડ બંધ કરવાથી ધુલ ઘરમાં દાખલ થતી નથી તેમ અશુભ યોગ, મિથ્યાત્વ, પ્રમાદ, અવ્રત વગેરેથી આશ્રવ આવે છે તેને રોકવાથી સંવર થઇ શકે છે.

પ્રથમ તો મિથ્યાતરૂપ પરિણામ, પછી ક્રોધ વગેરે કષાય, પછી પાંચ ઇંદ્રિના વિષય કે જેઓ કામના મિત્ર છે તે પછી પ્રમાદ વિકથા પછી મન વચન કાયના જોગ અને વ્રતરહિત અવિરતિરૂપ પરિણામ તે સઘળાં પાપરૂપ આશ્રવ છે માટે તેને રોકી સંવર ભાવમાં આવવું એ ઉત્તમ છે.

ઇર્યા સમિતિ વગેરે પાંચ સમિતિ જેનું મૂળ છે, સામાયિક આદિ સમય જેનું થડ છે અને વિશુદ્ધ ભાવ જેની મોટી મોટી ડાળીઓ છે, ક્ષમા વગેરે ઉત્તમ દશ ધર્મ જેનાં ફલ છે, બાર ભાવના જેનું સ્થળ છે, એવું ઉત્તમ સંવરરૂપી વૃક્ષ છે તેનું સેવન કરવું.

# નિર્જરા ભાવના.

જેનાં કર્મ બંધન નિર્જરાથી જીર્ણ થઇ ગયાં છે એવા મુનિયોનાં જે બીજરૂપ કર્મ જેના વડે ગળી જાય છે, ઝરી જાય છે, તેને નિર્જરા કહે છે. જેમ વૃક્ષનાં ફળો પોતાની મેળે પાકે છે અગર દાબામાં રાખી પકવવામાં આવે છે તેમ કર્મ તેની સ્થિતિ પૂરી થયે ખરી જાય છે. અથવા તપસ્યાથી ખરી જાય છે.

એ નિર્જરા જીવોને સકામ અને અકામ એવા બે પ્રકારની થાય છે. સકામ નિર્જરા મુનિઓને અને અકામ નિર્જરા સર્વ જીવોને થાય છે. અકામ નિર્જરા એવી છે કે તપશ્ચર્યા વિના પોતાની મેળેજ નિરંતર કર્મ ઉદય રસ દઇને ખરતાં રહે છે.

જેમ મેલું સોનું અગ્નિમાં તપાવવાથી વિશુદ્ધ થઇ જાય છે તેમ કર્મરૂપી દોષોથી મેલો થયેલો જીવ તપરૂપી અગ્નિમાં તપાવવાથી વિશુદ્ધ એટલે કર્મરહિત થઇ જાય છે.

જોકે કર્મ અનાદિ કાળથી જીવની સાથે લાગ્યાં છે તો પણ તે ધ્યાનરૂપી અગ્નિના સ્પર્શથી તત્કાળ ક્ષય પામે છે એનો ક્ષય થવાથી જેમ અગ્નિના તાપથી સુવર્ણ શુદ્ધ થાય છે. તેજ રીતે એ પ્રાણી પણ તપથી કર્મનો નાશ કરી શુદ્ધ ( મુકત ) થઇ જાય છે.

અનશન ( આહારનો સર્વથા ત્યાગ ) ઉણોદરી, વૃત્તિનો સંક્ષેપ, રસનો ત્યાગ શરીરનો કલેશ અને સલીંનતા એ છ પ્રકારનું બાહ્ય તપ જાણવું.અનશન થોડા કાળનું થાય છે તે ઇત્વર અનશન અને પાદોપગમન, ઇંગિત અને ભક્ત પ્રત્યાખ્યાન એ અનશન જાવજીવનું છે. ઉણોદરી તપ એટલે ઉદર હમેશના આહાર પ્રમાણે ન ભરતાં ઓછું ભરવું, એટલે થોડા કોલીઆ, ઓછા જમવું, વૃત્તિનો સંક્ષેપ કરવો એટલે ભિક્ષાનો સંક્ષેપ કરવો. રસ ત્યાગ એટલે ઘી ગોળ, મધ, માખણ વગેરેનો ત્યાગ કરવો. કાયાને કલેશ આપવો એટલે આતાપના લેવી, લોચ કરવો વગેરે કાય કલેશ છે. અને એકાંત સ્થાનકે શાંત સ્થિતિમાં રહેવું તે સંલીનતા

પ્રાયશ્ચિત, વૈયાવૃત્ય ( વૈયાવચ્ચ ), સઝાયધ્યાન, વિનય, કષાયાદિનો ત્યાગ અને શુભ ધ્યાન, એ છ પ્રકારનું આભ્યંતર તપ જાણવું. ઉત્તર ગુણમાં ને કદાચ મૂલ ગુણમાં ઘણોજ નાનો અતિચાર આવે છે તેનું પ્રાયશ્ચિત લેવું તે પ્રાયશ્ચિત, ગુરવાદિકની

ચાકરી બરદાસ કરવી તે વૈયાવચ્ચ, શાસ્ત્રાભ્યાસ કરવો તે સઝાય. વિનય કરવો તે વિનય, કષાય તથા અનેષણીય આહાર પાણીનો ત્યાગ તેનું નામ વ્યુત્સર્ગ. કષાયોનો તથા મરણકાળે શરીરનો પણ ત્યાગ તે અભ્યંતર વ્યુત્સર્ગ કહેવાય છે. અને ધર્મ ધ્યાન તથા શુભધ્યાન એ બે શુભધ્યાન જાણવાં.

પવિત્ર આચરણવાળા સદવર્તનશાળી પુરૂષો પ્રથમ અનશનાદિ બાહ્ય તપ આચરે છે. ત્યાર પછી આત્માધીન અભ્યંતર તપ આચરે છે અને એમાં પણ ઉત્કૃષ્ટ તપ આદરે છે. આ તપથી ઘણા કાળનાં એકત્ર (સંચિત) કર્મોરૂપી પડલો (ઘાતી કર્મો) નો ક્ષય કરે છે અને પછી પરમાનંદ જ્ઞાનરૂપી સમુદ્રમાં પ્રવેશ કરે છે. મતલબ કે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવે છે.

# ધર્મ ભાવના.

ભગવાન શ્રી જિનેશ્વરોએ આ ધર્મ અત્યંત ઉત્તમ રીતે કહેલો છે કે જે ધર્મનું શરણું લેનાર જીવ, ખરેખર આ ભવરૂપી સમુદ્રમાં ડુબતો નથી.

દુર્ગતિમાં પડતા પ્રાણીને જે ધરી રાખે તેનેજ ધર્મ કહે છે અને તે સંયમ વગેરે દશ પ્રકારે મુક્તિને માટે સર્વજ્ઞે કહ્યો છે.

સંયમ સતર ભેદે સંયમ, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય ( આત્મ સ્વભાવમાં રમણતા ), અકિંચન ( મમતાનો ત્યાગ ), તપ, ક્ષમા, જાતિમદાદિકનો ત્યાગ, માર્દવ, સરલતા, અને મુક્તિ એટલે નિસંગપણું (તૃષ્ણા ત્યાગ) એ દશ પ્રકારે ધર્મ કહ્યો છે.

આલંબન તથા આધારરહિત અને જીવાજીવને આધાર ભૂત આ પૃથ્વી જે રહેલી છે તે માત્ર ધર્મનેજ આધારે રહી છે.

જીવને નરકમાં પડતાં બચાવનારો માત્ર ધર્મજ છે. તથા જેને ઉપમા આપી ન શકાય એવું સર્વજ્ઞપણાનું સુખ આપનાર પણ ધર્મજ છે.જે ધર્મથી જગતને પવિત્ર કરાય છે તથા જગતનો ઉદ્ધાર કરાય છે અને જે દયારૂપી રસથી ભીંજાયેલો છે એવા કલ્પ વૃક્ષ સમાન ધર્મને મારો નમસ્કાર છે.

તત્વના યથાર્થ જ્ઞાન વિનાના મિથ્યાદષ્ટી જીવો “ ધર્મ ધર્મ ” એમ બોલ્યા કરે છે; પરંતુ વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણતા નથી કેમકે એની પરીક્ષા કરવાને અસમર્થ છે. ધર્મ ધર્મ એમ નામ માત્રથી કાંઇ વળવાનું નથી.

ધર્મનું મુખ્ય ચિન્હ એ છે કે જે પોતાને અનિષ્ટ (ખરાબ) લાગે તે બીજા પ્રતિ મન વચન કાયાથી કદી સ્વપ્ને પણ ન કરવું. આ ધર્મ ધર્માત્મા પુરૂષોને ધરણીંદ્રપુરીનું સાર સુખ આપવાને સમર્થ છે. આ ધર્મ પાળનાર પુરૂષો મનુષ્ય લોકમાં પ્રકાશિત કીર્તિને પ્રાપ્ત કરે છે અને આ ધર્મ સ્વર્ગપુરીના સદા સુખ સ્વાદના ઉદયનું સ્થાન છે. વળી ધર્મ મુક્તિ સુંદરીનો જોગ મેળવી આપે છે. ધર્મ બીજું શું શું કરતો નથી !

# લોક ભાવના.

કેડ ઉપર બંને હાથ રાખીને તથા બંને પગ પહોળા કરીને એક જગા ઉપર ઉભા રહેલા ધનુર્ધર પુરૂષના સરખી આકૃતિવાળા: સ્થિતિ, ઉત્પત્તિ ને લયના સ્વભાવવાળા દ્રવ્યોથી ભરેલા ચૌદ રજ્જુના પ્રમાણવાળા લોકનું સ્મરણ કરવું.

જેટલા આકાશનાં જીવાદિક ચેતન અચેતન પદાર્થ જ્ઞાની પુરૂષોએ દીઠા છે તે લોક છે તેથી બાહ્ય તે કેવળ માત્ર આકાશ છે તેને અલોક કે અલોકાકાશ કહે છે.

આ લોકને કોઇએ બનાવ્યો નથી ને તે અનાદિ છે તેને કોઇએ ધારી રાખ્યો નથી. છતાં તે ભગ્ન થતો નથી. તે પોતાની મેળેજ આધાર રહિત આકાશમાં રહેલો છે.

આ લોક, નીચે વેત્રાસન સરખો પહોળો, પછી ઉપર ઉપર ઘટતાં જતાં વળી વચ્ચે ઝાલર જેવો તથા તે ઉપર મૃદંગ સમાન એમ ત્રણ સ્વરૂપાત્મક છે.

પવન વલયમાં પવનોથી અતિશય ઘેરાયેલો આ લોક છે તે અહીંથી નહીં ચલાયમાન થતો નથી. ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય ગુણ સહિત વસ્તુ સમૂહથી અનાદિકાળથી સ્વયમેવ ભરેલો છે. ( અનાદિ સિદ્ધ છે ) કોઇએ રચેલો નથી તેથી ઉત્પત્તિ લય રહિત છે આ પ્રમાણે લોકનું સ્મરણ કરવું.

# બોધિ દુર્લભ ભાવના.

પાપ રૂપી વૈરીથી નિરંતર દુઃખિત આ જીવ નિગોદ નરકમાંથી નીકળી મહા મુસ્કેલીએ સ્થાવર કાય અને ત્રસકાય પામે છે. તિર્યંચપણામાં પણ પર્યાપ્તિપણું પ્રાપ્ત થવું ઘણું મુસ્કેલ છે. એમાં પણ મન સહિત પંચેદ્રીયપણું મળવું અતિશય દુર્લભ છે.

વળી આ લોકમાં કર્મોના હળવાપણાથી મહા મુસ્કેલીએ મનુષ્ય ભવ મળે છે. તેમાં પણ આર્ય દેશ, તેમાં પણ ઉત્તમ જાતિ તેમાં પણ સર્વ ઇંદ્રિયોની પૂર્ણ સામગ્રી અને તેમાં પણ દીર્ઘ આયુષ્ય એતો મહા મુસ્કેલીએ મળી શકે છે.

કદાચિત પુણ્યયોગથી ઉપર કહેલી સામગ્રી મળી તો વિષયોથી વિરક્ત વા વ્રતરૂપ પરિણામ, તથા યમ–પ્રશમરૂપ શુદ્ધ ભાવો સહિત ચિત્ત થવું બહુ કઠણ છે. કદાચિત પુણ્યના યોગથી એની પણ પ્રાપ્તિ થઈ તો તત્વ નિશ્ચય થવો એ મહા મુસ્કેલ છે. ( તત્વનો નિશ્ચય તે બોધિ બીજરૂપી રત્ન ).

ઉપર કહી ગયા તે સામગ્રી મળવી જોકે દુર્લભ છે તો પણ દૈવયોગથી કદાચ તે મળી તોએ અનેક સંસારી જીવ પ્રમાદને વશ થઇ કામ અને અર્થમાં લુબ્ધ થઈ જઇ સમ્યક માર્ગ છોડી દે છે.

આ જગતમાં સમસ્ત દ્રવ્યોનો સમૂહ સુલભ છે. તથા ધરણીંદ્ર, નરેંદ્ર, સુરેંદ્ર વગેરે પ્રાર્થના કરે એવું આધિપત્ય પણ સુલભ છે. કેમકે એ સઘળું કર્મના ઉદયથી મળે છે. ઉત્તમ કુળ, બળ, સુભાગ્ય, સુંદર સ્ત્રી વગેરે સમસ્ત પદાર્થ સુલભ છે. પરંતુ જગત પ્રસિદ્ધ સમ્યક દર્શન સમ્યકજ્ઞાન અને સમ્યક ચારિત્રરૂપ બોધિરત્ન અત્યંત દુર્લભ છે.

# ચાર ભાવના અને ચાર ધ્યાન.

આર્ત ધ્યાન રૌદ્ર ધ્યાન, ધર્મ ધ્યાન, અને શુકલ ધ્યાન એ પ્રમાણે ધ્યાનના ચાર પ્રકાર છે. અને મૈત્રી, પ્રમોદ, કરૂણા, અને મધ્યસ્થતા એ ચાર ભાવના છે. યોગી પુરૂષો તો તીર્થંકરાદિ મહંત સંતોના જન્મદીક્ષાદિ પુણ્ય ભૂમિમાં અથવા

 જ્યાં ચિત્તને સ્વસ્થતા મળે એવાં વનગિરિ ગુફામાં ધ્યાન ધરે છે. ધ્યાન ધરવાની જૂદી જૂદી રીતો ( આસન ) છે. પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, ભદ્રાસન, દંડાસન, પદ્માસન, ક્રૌંચાસન, હંસાસન, કાયોત્સર્ગ વગેરે આસનો કહેવાય છે.

સુખથી આસન વાળી બંને હોઠ જોડી આંખો નાસિકાના અગ્રભાગ ઉપર ફેરવી ઉપલા દાંતો નીચલા દાંતોને ન અડે તેમ, પ્રસન્ન વદનથી પૂર્વ કે ઉત્તર દિશા સન્મુખ ઉભા રહીને ( કે બેશીને ) પ્રમાદ રહિત, શરીરના સારા બંધારણવાળા યોગી પુરૂષો ધ્યાનમાં ઉપયોગી થઇ શકે છે.

ધ્યાન ધરવા માટે ઉપયોગી પ્રાણાયામ વગેરે આઠ અંગો વિષે પણ આપણા જૈન ગ્રંથોમાં કેટલુંક કહેવામાં આવ્યું છે.

ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન એ બે શુભ ધ્યાન કહેવાય છે. બાકીના બે અશુભ ધ્યાન છે. પ્રથમ કહી બતાવેલી ભાવનાઓથી સુજ્ઞ મનુષ્યોએ મમતા રહિત થવું અને સર્વ પદાર્થોમાં સમતા એટલે ઉદાસીનતા ધારણ કરવી.

યોગી પુરૂષોએ સમતાના આધારથી ધ્યાન ધરવું. કેમકે સમતા વિના ધ્યાન ધરવાથી આત્મા ઉલટો વધારે કલેશ પામે છે.

કર્મોનો નાશ થવાથી મોક્ષ થાય છે. પણ કર્મોનો નાશ માત્ર આત્મ જ્ઞાનથી થઈ શકે છે. અને આત્મ જ્ઞાન તે ધ્યાનથી થઇ શકે છે માટે ધ્યાન આત્માને ખરેખરૂં હિતકારી છે.

હંમેશાં પીડાકારી આર્તધ્યાનની અગ્નિના દાહથી દુર્ગમ વસવાને અયોગ્ય તથા કામ ક્રોધાદિની કુવાસના રૂપી અંધકારથી જેની દ્રષ્ટી લોપાઇ ગઇ છે એવા ઘરોમાં અનેક ચિંતારૂપી તાવના વિકારરૂપ મનુષ્યો પોતાના આત્માનું હિત કોઈ પણ રીતે સિદ્ધ કરી શકતા નથી. એથી ગૃહસ્થાવાસમાં ઉત્તમ ધ્યાન થઇ શકતું નથી.

પ્રથમ તો મનને, ધ્યાન યોગ સ્થિતિને માટે સ્વચ્છ કરવું જોઇએ. નિર્મળ મન સિવાય ધ્યાન થઇ શકતું નથી.

જેના મનમાં કામચેષ્ટા, કલેશકારી ભાવના, યુદ્ધ ભાવના, સર્વ ભક્ષીણી ભાવના અને કુટુંબ મોહિની ભાવના એવી પાંચ ભાવનાઓએ રાગથી નિવાસ કર્યો છે તેવા મનુષ્યને તત્વાર્થ જ્ઞાન થઇ શકતું નથી.

જો ગ્રહ ત્યાગી હોય, સમ્યક રત્ન ત્રયવિના ધ્યાન યોગ નહિ સોય, ગ્રહ વાસીની શી કથા ?
રત્નત્રય ધારી કરી, શમ, દમ, યમ, ચિત્ત હેત. ધ્યાન કરે મન રોકીને, ધન્ય તે મુનિ શીવ સેત.

છદ્મસ્થ યોગીઓને એક મુહૂર્ત સુધીનું મનની સ્થિરતા વાળું ધ્યાન બે પ્રકારનું હોય છે. ધર્મ ધ્યાન ને શુક્લ ધ્યાન. અને અયોગી કેવળીઓને તો મન, વચન, ને કાયાના નિરોધનો જે કાળ છે તે ધ્યાનરૂપ છે.

ધર્મ ધ્યાનના ઉપકાર માટે મૈત્રી પ્રમોદ. કરૂણા અને મધ્યસ્થતા એવી ચાર ભાવના અંતઃકરણથી ભાવવાની જરૂર છે.

કોઇ પણ પ્રાણી પાપ કાર્ય કરો નહિ અને કોઈ પણ દુ:ખી થાવ નહિ અને સઘળા મોક્ષ મળો એવી રીતની બુદ્ધિ તે મૈત્રી કહેવાય છે. આપણે જૈનો હમેશાં પડિકમણું કરતી વખત બોલીએ છીએ કે સર્વ જીવોને હું ખમાવું છું. મારે સર્વ સાથે મૈત્રી છે.

આ પ્રમાણે આપણે હમેશાં પ્રતિક્રમણમાં બોલીએ છીએ. એ ગુણના અનુરાગી થવાને આપણા આચરણ સ્વચ્છ રાખવાં જોઇએ. આપણે આપણા હડહડતા શત્રુ ઉપર પણ મૈત્રી રાખી તેનું હિત ચિંતવવું અને કરવું જોઇએ. એથીજ આપણે પરોપકારી થઇ શકશું. આપણો જૈન ધર્મ સર્વની સાથે ઉદાર ભાવથી અને ભ્રાતૃ ભાવથી વર્તવાની ફરમાશ કરે છે. ભ્રાતૃ ભાવની લાગણીથી મનને સ્વચ્છ કરવું જોઇએ.

ધર્મને કારણે લડાઇ કરવાથી, ગાળો ભાંડવાથી, વાદ કરવાથી મૈત્રીભાવ તૂટે છે, માટે ધર્મનો ખરો પ્રસાર કરવાનું ઇચ્છનારે વિવાદીત વાતોને પડતી મુકી સર્વ માન્ય ઉપદેશ કરવા જોઇએ. જેથી સદ્ગુણની વૃદ્ધિ થતાં ધર્મની પણ વૃદ્ધિ થાય. એમ મૈત્રી ભાવનાને માટે વેર છોડી દેવું જોઇએ. જેના સઘળા દોષો દૂર થયા છે તથા જેઓ વસ્તુના તત્વોને જોનાર છે એટલે જ્ઞાન અને ક્રિયા બંન્નેથી યુક્ત જે મનુષ્યો છે તેઓના ગુણોમાં પક્ષપાત રાખવો તેને પ્રમોદ કહે છે.

ગુણાનુરાગનો મહિમા અતિ ઉત્તમ છે જો આપણે આપણું મન બીજાના દોષો શોધવાને બદલે ગુણો શોધવામાં રોકીશું, ગુણો તરફ પ્રીતિ બાંધીશું, અને ગુણવાન પુરૂષોની સોબત કરીશું, તો નક્કી એ ગુણોના બીજ આપણામાં રોપાશે. આપણામાં તેની છાયા પડશે અને આપણું કલ્યાણ થશે.

જે પુરૂષના અંતઃકરણમાં સદ્ગુણી જનો તરફ પ્રીતિ ભાવ થાય છે તેને તીર્થંકરપદ સુધીની રિદ્ધીઓ મળવાનું મુશ્કેલ નથી. ગુણો ઉપર પ્રીતિ થવાથી વિનય ગુણ વધતો જાય છે. વિનય એ ધર્મનું મુળ છે માટે ટુંકામાં કહેવાનું કે બીજાના

ગુણ જોઇ અદેખાઇથી બળવું નહિ. મત્સરનો ત્યાગ કરવો અને આનંદી સ્વભાવ ધારણ કરવો, મત્સરતા છોડયા સિવાય પારકી નિંદા, ગુણી જનોના દોષ, દોષગ્રાહક દ્રષ્ટી વગેરે અવગુણ જતા નથી કૃતજ્ઞતા પ્રાપ્ત થતી નથી. માટે જેમ બને તેમ ગુણના ગ્રાહક થઇ આનંદમાં રહેવું. અજ્ઞાનના બળથી ખોટાં શાસ્ત્રો પ્રરૂપનારા દીન જનો તથા તૃષ્ણા વગેરેથી દુઃખી થયેલા વેરી, રોગ વગેરેથી બીતા અને પોતાનો જીવ બચાવવાની ભિક્ષા માગતા જીવોને તે તે દુઃખોમાંથી છોડાવવાની જે બુધ્ધિ તેને કરૂણા કહેવામાં આવે છે.

દ્વેષ ગયા વિના કરૂણા પ્રાપ્ત થતી નથી. કરૂણાનું માહાતમ્ય એટલું બધું છે કે જો કેવળ લોકોના કલ્યાણ માટે કરૂણા બુદ્ધિથી કાર્ય કરવામાં આવે તો તીર્થંકર ગોત્ર બંધાય છે. કરૂણા ભાવથીજ આપણા શ્રમણ ભગવંત શ્રી મહાવીર દેવે આ દયા ધર્મનો ફેલાવો કર્યો છે પારકાનું દુઃખ જોઇ જેનું અંતઃકરણ પીગળે નહિં તે જૈન શેનો ! કોઇને પણ દુઃખી જોઇ તેનું દુઃખ ટાળવાની ઇચ્છા અને મહેનત કરવી તેનુંજ નામ કરૂણા.

ખરા દેવ ગુરૂની નિંદા કરનારા, ક્રુર કામ કરનારા પોતાના વખાણ કરનારા એ સઘળાઓ ઉપર પણ રાગ દ્વેષ નહિ ધરતાં નિશંકતાથી તેની બેપરવાઇ દેખાડવી તેનું નામ મધ્યસ્થતા.

ક્લેશનો દુર્ગુણ ગયા સિવાય આ મધ્યસ્થ ભાવના પ્રાપ્ત થશે નહિ. ક્લેશથી દેશને, જાતને અને છેલ્લે ધર્મને કેવાં કેવાં નુકશાન થયાં છે તે સજ્જનોથી અજાણ્યું નથી.

ધર્મ માટે કોઇ પણ ધર્મવાળા સાથે દ્વેષ રાખવો એ એક જાતનું મોહ અજ્ઞાન છે. એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યા છતાં એક બીજા સાથે નાહક કજીઆ કરે એ શું ધર્મ નામને યોગ્ય છે? બની શકતી એક બીજાને સમજણ આપો, છતાં જેને જે રૂચે તે તે કરે તેમાં નાહક ક્લેશ કંકાસ કરી કુસંપ વધારી શા માટે કર્મ બાંધવાં? ૫લાણોજ સ્વર્ગે જશે અને ૫લાણા નર્કે જશે એમ માત્ર બહારના વેશથી એક બીજાને બળાત્કારે મનાવવું અને તકરારો ઉભી કરવી એમાં કાંઇ આપણું ધર્મપણું નથી. ઉલટું કજીઆનું મોં કાળું કરી સંપની વૃદ્ધિ કરવી અને જગતમાં શાંતિ ફેલાવવી એજ આપણું કામ છે. ક્લેશ ગયા સિવાય

તટસ્થપણું પ્રાપ્ત થતું નથી માટે મનુષ્યોએ પ્રથમ ક્લેશનું મૂળ કાપી નાંખવું.

કદાગ્રહ, મમત, તુચ્છકાર, મશ્કરી, કપટ, અહંકાર, વગેરે દુર્ગુણોને તજી આ ચાર ભાવના ભાવવાથી મન શુદ્ધ થશે, તોજ તે પુરૂષ ધ્યાનની સિદ્ધિ પ્રાપ્ત કરી શકશે.

ધ્યાન, ધ્યાતા, ધ્યેય અને ફલની વિચારણા કરવી ઘટે છે શુભ ધ્યાન એ છે તે આગળ કહ્યું છે.

ધ્યેયમાં શ્રી પરમાત્મા છે. સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રથી આત્મ ગુણને પોતી અંતરાત્માને ઓળખવો અને પછી ક્રમે ક્રમે અંતરાત્મગુણમાં તલ્લીન થવાથી પરમાત્મ દશાને પ્રાપ્ત થવાય છે. શુભ ધ્યાનનું ફળ છેવટમાં મોક્ષ છે.

આ સિવાય પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, અને રૂપાતીત એવા પણ ધ્યેયના પ્રકાર છે.

આજ્ઞા, અપાય, વિપાક, સંસ્થાન, લોક ને ધર્મ ધ્યાન એવા પણ ધર્મ ધ્યાનના પ્રકાર છે.

જન્મ, જરા, મૃત્યુના ભયથી બીનેલા અને બહિર વિહાર એટલે મોક્ષ તરફ જેમણે પોતાનું ચિત્ત દીધું છે તેવા સંસાર ચક્રથી પોતાના આત્માને મુકાવવાનો અર્થ શબ્દાદિ વિષયોને મોક્ષ પ્રાપ્તિમાં વિઘ્ન કરનાર જોઇ શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શથી વિરક્ત થયા છે અને બાકીના શોકરૂપ અગ્નિથી આત્મા ગુણ રાગાદિકે મોહરૂપ પવનથી વધેલા અગ્નિની જેમ અંતઃકરણને વિષે દાઝે છે અને નિરંતર અનેક પ્રકારે મોહની કર્મને લીધે વિલાપ ટળવળાટ કર્યા કરે છે.

ક્ષણ માત્ર સુખ અને ઘણો કાળ દુઃખ આપનાર અત્યંત દુઃખ દેનાર અને સહેજ સુખ આપનાર સંસારનાં સુખો મુક્તિ માર્ગમાં શત્રુરૂપ અનર્થની ખાણ જેવા છે. અનિત્ય કામ ભોગને ન તજી રાત્રિ દિવસ આર્ત અને રૂદ્ર ધ્યાનથી બળી જળી જતો, અનર્થક પ્રમાદથી ધન ભેળું કરવા ધાતો અહંકારી પુરૂષ જરા અને મૃત્યુને પામે છે. આ મારૂં છે, આ મારૂં નથી, આ મારે કરવાનું છે, આ મારે કરવાનું નથી એમ વૃથા બકવાદ કરનાર માણસને તેના પ્રમાદને લીધે આયુષ્યને હરનારો કાળ પરભવમાં લઇ જશે.

इतो न किंचित् परतो न किंचित्  यतो यतो यामि ततो न किंचित्;
विचार्य पश्यामि जगन्न किंचित्  स्वात्मावबोधादधिकं न किंचित्.

## કાળ કોઇને મુકે નહીં. (દોહરા, પછી હરિગીત.)

મોત ન મેલે કોઇને, ખુશી ધરો કે ખેદ; તો દિલગીર દિલ શીદ થવું, ઉરમાં ધરો ઉમેદ.
પડ્યું જગત મુખ કાળને, કેડા મોર જનાર; ઘંટીને ગાળે પડયા, દાણા લોટ થનાર.
ધાણી ફુટે તાવડે, ઘાણી તલ પીલાય; પ્રાણી એમ પલક પળે, જાણી જો મરી જાય. (ક.દ.ડા.)
જુના વસ્ત્રો કાઢીને, નવાં પહેરીએ જેમ, નવીન દેહ મૃત્યુ પછી, ધરવાનો છે નેમ.
માટે મરણ થકી નહિ, બીવું મિત્ર લગાર, મૃત્યુ ઉત્સવ સમ ગણે, ધીરજના ધરનાર.
કામ કરો ઉપકારનાં, થઇ ને ભલા દયાળ, તો મૃત્યુની બીક શું, મનમાં રહે લગાર.
જન્મ મરણ ટાળવા તણાં, કરવા રૂડાં કામ, બીવું નહિ જરી મોતથી, ધરવી હૈયે હામ. (પો. કે. શાહ)

મોતી તણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી, હીરા તણા શુભ હારથી બહુ કંઠ કાંતિ ઝળકતી;
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઇને, જન જાણીએ મન માનીએ નવ કાળ મુકે કોઇને. ૧
મણિ મય મુગટ માથે ધરી ને કર્ણ કુંડળ નાખતા, કાંચન કડાં કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
પળમાં પડયા પૃથ્વી પતિ એ ભાન ભૂતળ ખોઇને, જન જાણીએ મન માનીએ નવ કાળ મુકે કોઇને. ૨
દશ આંગળીમાં માંગળિક મુદ્રા જડિત માણિક્યથી, જે પરમ પ્રેમે પેરતા પોંચી કળા બારીકથી;
એ વેઢ વીંટી સર્વ છોડી ચાલિયા મુખ ધોઇને, જન જાણીએ મન માનીએ નવ કાળ મુકે કોઇને. ૩

મુછ વાંકડી કરી ફાંકડા થઈ લીંબુ ધરતા તે પરે, કપિલ રાખ્યા કાતરા હરકોઈનાં હૈયાં હરે;
એ સાંકડીમાં આવિયા છટકયા તજી સહુ સોઈને. જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને. ૪
છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા, બ્રહ્માંડમાં બળવાન થઈને ભૂપ ભારે ઉપજ્યા;
એ ચતુર ચક્રી ચાલિયા હોના નહોતા હોઈને, જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૫
જે રાજ નીતિ નિપુણતામાં ન્યાયવંતા નીવડયા, અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડયા;
એ ભાગ્યશાળી ભાગિયા તે ખટપટો સૌ ખોઈને, જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને ૬
તરવાર બહાદુર ટેક ધારી પૂર્ણતામાં પેખીઆ. હાથી હણે હાથે કરી એ કેશરી સમ દેખીઆ;
એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઈને, જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને (રા. ર. કવિ) ૭

આ સંસાર અસાર છે. સંસારમાં રહેલા જીવોને માટે ‘નાણાનો ધ્રાસ ખમાય પણ માણસનો ધ્રાસ ન ખમાય આવ્યું સમાય પણ ગયું ન સમાય’ આ કહેવત સંસારની અપેક્ષાએ ખોટી નથી, તેમાં પણ કોઈ જુવાન જોધનું અકાળ ઉગતી વયમાંજ મરણ થતાં ખેદનો પાર રહેતો નથી. એક ઉગતા યુવાનની આશાઓ અને ઉમેદોનો વિચાર કરતાં તેના સંબંધમાં સહજ આવેલા માણસોની આંખોમાંથી પણ તેના મરણથી જળધારા ચાલે છે, તો પછી ભાઈ ભાંડુ પત્ની, પતિ, માતા પિતા અને સ્વજન મિત્રોને થતી અસહ્ય દિલગીરીની વાત તો શી કરવી. આમ જ્યાં શોકની લાગણીનો અને અકળામણનો વિચાર કરીએ તો અજ્ઞાન દશાથી આપોઆપ રોવાઈ જવાય છે. તથાપિ મોતને અટકાવવાને મનુષ્ય જાત ગમે તેટલી ડાહી છતાં સહેજ પણ શકિતવાન નથી. મૃત્યુ એ અનિવાર્ય ચીજ છે. કુદરતનો એવોજ કાયદો છે કે જે જન્મ્યુ તે મરવાનું, ખીલ્યું તે ખરવાનું ને ઉગ્યું તે આથમવાનુંજ.

શશિ ઉગેને રવી આથમે છે, બીડાય છે એક બીજું ખીલે છે;
હસે, રડે, જન્મ ધરે મરે છે, પરંપરા એમ થયાં કરે છે.

માટે જ્ઞાનદ્રષ્ટિએ જોતાં મુઆનો શોક કરવો એ મિથ્યા છે, ગમે તેટલો શોક કરીએ, પછવાડે જીવ કાઢી નાંખીએ

તોપણ મુવેલાને આપણે દેખી શકવાના નથી તો એવી નિષ્ફળ હાય વોય અને રૂદન કુટન કરવા કરતાં શમતા ભાવે આવી પડેલું દુઃખ સહન કરવું એજ સુજ્ઞ મનુષ્યની ફરજ છે. જ્ઞાની પુરૂષોને સંસારની માયા અને આયુષ્યની અસ્થિરતા સમજાવવાની જરૂર નથી. એવાં દુઃખોનું આવી પડવું એજ ધીરજ અને ધર્મ પરની દૃઢ શ્રદ્ધાની સખત કસોટી છે, આવે વખતે ધીરજ રાખી મારાપણું—મમત્વભાવ તજવો તેમાંજ ખરો પુરૂષાર્થ છે, જ્ઞાની અને સમજુમાં એજ મોટો તફાવત છે.

કોઇ આજ કોઇ કાલ કોઇ માસે છ માસે, કોઇને થાયે વીશ કોઇને પચીશ પચાશે,

કોઇને થાયે સાઠ કોઇને થાયે એંશી, જે જાયું તે જાય નથી રહેવાનું બેશી,

જન્મયું તે મરવાનુંજ છે શોક એમાં શું ધારવો, જ્ઞાની શાણા નવ કરે ગંદી દેહનો ગારવો.

સંસારની બાજી એવા પ્રકારની છે કે કોઇ આજ કોઇ કાલ કોઇ વરસે, દશ વરસે કે સો વરસે મરવાનું જ તો છેજ, એક બીજાના ઋણાનુબંધ સંબંધથી પૂર્વ કર્મ મુજબ સર્વે એકઠાં થાય છે તે જેમ પક્ષી એક ઝાડ ઉપરથી પ્રભાતે છુટાં પડી જાય છે તેમ આ કાયા રૂપી ભાડાના ઘરમાંથી જીવ તેનો સમય પુરો થતાં બીજી જગ્યાએ ચાલ્યો જાય છે. એકલો આવ્યો હતો ને એકલોજ જતો રહ્યો; માત્ર ધર્મ અને અધર્મ સાથેજ જાય છે. મુઆ કોઈ જીવતા થતા નથી માટે એનો શોક કરવો એ ઠીક નથી.

ઉજડ ખેડાં ફરી વસે, નીરધનીઆં ધન હોય, ગયાં ન જોબન સાંપડે, મુઆં ન જીવે કોય.

શ્રમણ ભગવંત મહાવીરે ઠેકાણે ઠેકાણે રૂદન કુટનનું બાયલાપણું વધારનારૂં નઠારૂં ધ્યાન નરકે લઇ જનારૂં કહી તેવી નઠારી ચિંતવણા કરવાની ચોખ્ખી ના પાડી છે છતાં આપણે આપણા એ શ્રમણ ભગવંતનો હુકમ ન માની રૂદન કુટનનો કેટલોક દેખાવ કરી મુકીએ છીએ તે શું આપણને યોગ્ય છે ? રોજ સામાયિક, પ્રતિક્રમણ અને મુનિ મહારાજોનાં વ્યાખ્યાન સાંભળીએ છતાં આપણને આવી પડેલું દુઃખ ધીરજને સમતાથી સહન કરવાનું ન સુઝે એ શું યોગ્ય છે ! આવે વખતે ધીરજ રાખવી એજ ઉત્તમ ઉપાય છે અને ધર્મનું—જ્ઞાનનું શરણ ગ્રહણ કરવું એજ જ્ઞાનીઓનું કથન છે.

આપણે સંસારી છીએ તેથી નીતિ અને ધર્મને નિરંતર લક્ષમાં રાખી આપણું કર્તવ્ય કરવાનું છે, તથાપિ આવા સુખ દુઃખને પ્રસંગે જ્ઞાની પુરૂષોએ જે વૈરાગ્યનો ઉપદેશ કર્યો છે તે ખરેખાત લક્ષમાં લેવા જેવો છે. આ જગતમાં કોઇને સુખ નથી. કહ્યું છે કેઃ—

**आयुर्वर्ष शतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं, तस्यार्धस्य परार्धं चार्धमपरं बालत्व वृद्धत्वयोः,**
**शेषं व्याधि वियोग दुःख सहितं सेवादिभिर्नीयते, जीवे वारितरंग चंचलतरे सौख्यं कुतः प्राणीनाम्.**

અનાદિ કાળથી આત્મા જન્મ મરણના દુઃખો ભોગવતો આવ્યો છે, તેમાંથી છુટવાને ધર્મના શરણ સિવાય બીજો કોઇ ઉપાય નથી. ભરત ચક્રવર્ત્તી જેવા અને કૃષ્ણ વાસુદેવ જેવાને પણ કાળે છોડયા નથી તો પછી સામાન્ય મનુષ્યોની તો શી વિસાત ! નબી, પીર, પેગંબર, અઠયાસી હજાર ઋષી, તેત્રીશ કરોડ દેવતા જોગી, ફકીર, સન્યાસી, જતી, સતી, વૈદ્ય, જ્યોતિષી, કોઇને કાળે છોડયા નથી.. **जातस्य हि ध्रुवं मृत्युः** જન્મેલાનું મરણ થવું એ નિશ્ચય છે. જેનો આદિ છે તેનો અંત પણ છે. આ ક્ષણભંગુર અને પ્રપંચી દુનિયા છોડી શાશ્વત સ્થળે જવામાં મોત એતો આનંદનું કારણ છે. ધર્મરાજ જેવાને પણ કાળે છોડયા નથી. કાળ કોઇને સગું કે સ્નેહી જાણી પોતાના ચક્રને અટકાવતો નથી. તેના ચક્રમાંથી છુટવું હોય તો સર્વ કર્મનો ક્ષય કરવો એજ ઉપાય છે. રોઇ રોઇને નવાં કર્મમાં વધારો કરતાં ધીરજથી સહન કરવામાં નિર્જરાનો લાભ થાય છે એ વાત લક્ષમાં લેવા જેવી છે. આ સંસાર એક નિવાસ વૃક્ષ છે. ત્યાં આ દેહીઓ ભેગાં થાય છે અને ઉડી જાય છે. વૃક્ષ પર એકઠાં થએલાં પક્ષીઓનો જેમ વિયોગ છે તેમ જન સમાજનો પણ વિયોગ છે. જન્મ મરણ અને સંયોગ વિયોગ એ એથીજ સંસારની ધમાલ ચાલી રહી છે. જ્યાં સુધી આ નશ્વર દેહમાં પ્રાણ વાયુનું ચલન છે ત્યાં સુધીજ મિથ્યા મમતા ને માયામાં મજા માની લેવામાં આવે છે. પિતા પુત્રનો કે પુત્ર પિતાનો શરણ્ય નથી; સર્વ કાળનેજ આધીન છે. માત્ર ધર્મ એજ શાશ્વત સુખ તરફ લઇ જનાર છે. માટે ધર્મને સાધવામાં પુરૂષાર્થ કરવો એજ ઉત્તમ ઉપાય છે. મારૂં મારૂં કરીને મરી જવામાં સાર નથી. આ જડ દેહને અને આત્માને શું સંબંધ છે કે આ મારૂં આ મારૂં એમ આત્મા કરી રહ્યો છે. જે પોતાનું છે તે પોતાની પાસે છે, માત્ર આત્માનો નિજ ગુણ એજ આત્માનું છે. બીજું કાંઇ તેનું નથી તો મિથ્યા મારૂં મનુષ્ય ગુજરી ગયું એનો શોક શા માટે કરવો.

ततः सोऽत्यंतभिन्नेषु, पशुपुत्रांगनादिषु, आत्मत्व मनुते शश्वद, विद्याज्वरजल्पित :

આ શરીર આત્માથી ભિન્ન છે તો પછી પશુ, પુત્ર, સ્ત્રી, એ તો આત્માથી અત્યંત ભિન્ન થયા છતાં અનાદિકાળની અવિદ્યાના તાવની ઝુમમાં ને ઝુમમાં આત્મા એમજ બકી રહ્યો છે કે એતો મારાં છે.

આવા અસાર સંસારમાં મારાં છે એમ કરી નિજગુણને ભૂલી જવો એ યોગ્ય નથી. મનની ચિંતા, રોગ અને બીજી આવી પડતી અડચણોથી એટલી આધિ વ્યાધિ ને ઉપાધિથી ઘેરાયેલો, જન્મ જરા અને મરણ રૂપી ઝાળથી બળી રહેલો, આયુષ્ય, ધન ને જોબનનો નાશ કરનારો, તે જીવા જોની રૂપી કુંડાળામાં રખડાવનારો આ સંસાર બધા જીવોએ બળતા અગ્નિ સમાન ઉદાસીનભાવથી જાણી લેવો. પળે પળે આયુષ્યનો ક્ષય થતો જાય છે અને જગત ભક્ષક કાળ કોઇને પણ છોડવાનો નથી માટે આત્મ સ્વરૂપની ચિંતામાં રહેવું. એક અંગ્રેજ તત્ત્વજ્ઞાની કહી ગયો છે કે " મ્હોતનો ડર લોકોને વારસામાં મળે છે. વૃદ્ધ અને આધેડ સ્થળે સ્થળે મરણના ભયની જ વાતો કરતા હોવાથી આપણે પણ ન્હાનપણથી મરણથી ડરવાનુંજ શીખ્યા છીએ, અને મરણમાં ભય હશે કે નહિ તેનો આપણે સ્વતંત્ર વિચાર કર્યા સિવાય તે ભયને સત્ય તરીકે માની બેસીએ છીએ. પ્રાચીન સમયના લોકો આવા ભયને સ્વીકારતા નહિ. કારણ કે તેઓને દેહત્યાગ કેવી રીતે કરવો તેની બરાબર રીતિ આવડતી હતી, અને તેમને મરણ પછીની દશાનું પણ જ્ઞાન હતું. આમ વધારે જ્ઞાન હોવાથી તેઓને રોવાનું અને બ્હીવાનું કારણ થોડું મળતું.

પ્હેલું આપણે એ સમજવું જોઇએ કે, મરણ એ **સ્વાભાવિક** બનાવ છે. જેમ શરીર ન્હાનપણમાંથી મ્હોટું થવા માંડે છે અને તે પછી વૃદ્ધ થાય છે, જેમ વાળ કાળામાંથી ધોળા થાય છે—આ સ્વભાવિક બનાવ છે—તેમ મરણ એ પણ કુદરતકૃત નિયમ હોવાથી અને કુદરત એક પ્રેમાળ માતા હોવાથી આપણે જાણવું જોઇએ કે પ્રેમાળ માતાનો ઇરાદો મરણથી આપણને ભય આપવાનો હોય જ નહિ અને આપણે આપણા આ જીવનમાં તેના વડે સહિસલામત છીએ તો મરણ અને તે પછીના જીવનમાં પણ તેના હાથમાં સહિસલામત રહીશું એ શંકા વગરનું છે. મરણ તે ભયનો મ્હોટામાં મ્હોટો રાજા નથી પણ

તે એક દેવદૂત છે, જે પોતાની સોનેરી કુંચી વડે આપણા વાસ્તે એક દ્વાર ખુલ્લું કરે છે, જેમાં આપણને અહીંના કરતાં વધારે ઉંચા પૂર્ણ સુખનો અનુભવ થઇ શકે.'

શોકને સમયે ભાવનાનું અને ધ્યાનનું સ્વરૂપ લક્ષમાં લેવાથી જણાશે કે રૂદન કુટનથી ઉલટું કર્મબંધન વધે છે. આત્માનું તો એ રીતે અહિત થાય છે પણ રૂદન કુટનથી શરીર પણ બગડે છે. આંખોને નુકશાન થાય છે, છાતીને નુકશાન થાય છે, અને શરીર નબળું પડી જાય છે. એમ કર્મે ને ભાવે જેથી હાનિ થાય એવું રૂદન કુટન કરવા કરતાં ધર્મ કાર્યમાં પ્રેરનારૂં આવું શોક પુરાણ એકાગ્ર ધ્યાનથી સાંભળવું એજ શોક સમયે ઉત્તમ ઉપાય છે.

શોક પુરાણ જે સાંભળે, એક ચિત એક ધ્યાન, ધર્મ બોધ ગ્રહતાં થશે, તેનું નિત્ય કલ્યાણ.
ગાય શીખે ને સાંભળે, તેમજ જે વંચાય, શ્રોતા વક્તા શુક કહે, બંને સ્વર્ગે જાય.
ઓગણીશસેં ઉપર વળી, બાસઠ કેરી સાલ, શોક સમન અર્થે લખ્યો, ધર્મ તણો હેવાલ,
સુત કેવળચંદ શાહનો, રહેવાશી સરધાર, રાજકોટમાં રહી લખ્યો, લઘુ ગ્રંથ સુખકાર.
સદ્‌ગુરૂ કૃપા વિશેષથી, વળી ધર્મ પસાય, યોગ શાસ્ત્ર જ્ઞાનાર્ણવે, દીધી સઘળી સાંય.
ફરી લખ્યો છે ગ્રંથ આ, શુદ્ધિ વૃદ્ધિ સાથ, નવલ સ્મરણની નવલતા લાવી આમાં ભ્રાત.
ઓગણી એકોતેરના, માઘ શુદી બીજ ધાર, ગ્રંથ પંથ પુરો કર્યો બોલી વીર જયકાર.
ઉગતું આથમતું ખીલતું ખરે, નિયમ છે જગનો જનમે મરે:
ધારજ એમ ધરી શુક એ ચહે, પ્રિય તને ઇશ શાંતિ સહાય દે.

મરનારની પાછળ આ પુસ્તક પોતે વાંચશે, બીજા પાસે વંચાવશે, સાંભળશે અને સંભળાવશે, તે મનુષ્ય જીવનનું ઉપયોગી રહસ્ય સમજશે, સંસાર સાગર તરવાનું શીખશે અને નિપુણતા મેળવશે, આ પવિત્ર વચનામૃતોનું પાન–આ પુસ્તકનું વાંચન ચારે મનોરથ સિદ્ધ કરશે

### સદ્‌ગત સાક્ષર શ્રી ઇચ્છારામ સૂર્યરામ રચિત

## શ્રી ચન્દ્રકાન્ત બીજા ભાગમાંથી મોહજીત કુટુંબની કસોટી.

"હે યોગીન્દ્ર! આપ મને જણાવશો કે શોક કોનો ને કોણે કરવો?" યોગીએ કહ્યું, " લાખો યત્ન કરવા છતાં પણ જે પુનઃ પ્રાપ્ત થાય નહિ, એવો પોતાનો પ્રિય સહોદર મરણ પામે, રે પોતાની ખરી બાંહ્ય કરીને ચાલી જાય તેનો શોક કયા પુરૂષને થયા વિના રહે? એના કરતાં શોકકારક બીજું શું હોય! જે બન્ધુ વગરનો છે, તેની તો સર્વ દિશાઓ શૂન્ય છે. આખો જન્મારો જેઓને પરસ્પર વૈરથીજ ચાલ્યો આવતો હોય, ને એકમેકનું મુખ દીઠું ગમતું ન હોય છતાં–બાન્ધવોમાંનો એક બાન્ધવ મરણ પામે, તો તેનો તેઓને અપાર શોક થાય છે. સઘળા પદાર્થ પુનઃ પ્રાપ્ત થાય છે, પરંતુ સહોદર મૂવા પછી પુનઃ ભેટતો નથી." એ સાંભળી રાજપુત્રે કહ્યું " યોગીરાજ! આપ આવા મહાત્મા થઇને કેમ મોહવશ થાઓ છો? શોક કોનો કોણે કરવો? હર્ષ શોકાદિક ઉર્મિઓ માત્ર અજ્ઞાન અવસ્થાને અંગે હોય છે; પણ જ્યાં સદસત્‌ના વિવેકનો સહ્‌ચિત આનંદનો –નિત્ય અનિત્યનો–મોહ મમતાનો–બ્રહ્મજીવન માયાનો વિચાર છે ત્યાં તેનો વાસ નથી. વળી જે વસ્તુ નહિ બનવા જેવી હોવા છતાં બને તેને માટે આશ્ચર્ય અથવા શોક થવો સંભવિત હોય, પણ ક્ષણભંગુર સંસારના અચલિત નિયમ પ્રમાણે જે થતું હોય છે તેમ થયા કરે તેમાં શાનો શોક? આપે મને અમુક પદાર્થ અમુક કાળ સુધી વાપરવા સોંપ્યો હોય, તે તે અવધિ પુરી થતાં આપ પાછો માગી લ્યો, તેમાં શું આશ્ચર્ય? અર્થાત્ પ્રાણીને જે દેહ પ્રાપ્ત થાય છે, તે ઇશ્વરી નિયમાનુસાર પ્રાપ્ત થાય છે. તેની અવધિ એટલે આયુષ્ય નક્કી થયેલું હોય ત્યાં સુધીજ આત્માની સાથે રહે છે. આયુષ્ય પૂરૂં થતાં તુરત પડી જાય છે. મારા ભ્રાતાનું પણ આયુષ્ય પૂરૂં થયે તેનો દેહ પડ્યો તેમાં શાનો શોક!" ક્ષણ ભર વિચાર કરી, ચોમેર દ્રષ્ટી ફેરવી રાજપુત્રે યોગીને કહ્યું "હે યોગેન્દ્ર, આપ પેલા સામેના આંબા ભણી દ્રષ્ટી કરો. એ આંબો સુંદર અને પાકાં ફળોથી લચી રહ્યો છે; પણ જુઓ પેલો ધુળ ઉડાડતો વંટોળિઓ લોકોનાં વસ્ત્ર ફફડાવતો ને આંખ્યો મીચાવતો ધમધોકાર ચાલ્યો આવે છે. ઓ, રે રે! તે આવી

પહોંચ્યો. આખો આંબો ચોમેરથી ડોલવા માંડે છે! નીચા ઊંચા ઓળંબા એક બીજા સાથે અથડાય છે, ને તેને વળગેલી કેરીઓની લુમો આન્દોલન કરતી હોય તેમ આમથી તેમ ડાળા સાથે અથવા લુમો સાથે થડો થડ અફળાય છે. જૂઓ જૂઓ કેટલીક તો ધબોધબ નીચી પણ પડે છે? અહાહા! જોત જોતામાં તો બધી ઢગલાબંધ નીચે આવી પડી! પણ એટલામાં વંટોળિઓ ચાલ્યો ગયો, પવનનું જોર નરમ પડ્યું. ત્યારે મુખમુદ્રાપર ઉદાસીનતા દર્શાવીને તે મોહછત રાજપુત્ર બોલ્યો—"અરે આ શો કાળો કેર વર્તાઇ ગયો! ને ક્ષણમાં શું થઇ ગયું છે! હર હર! કેટલો અનર્થ? એ સાંભળી યોગી બોલ્યો "અરે રાજપુત્ર! આમ વાત કરતાં કરતાં તમને શું થયું! આપ કેમ ઉદાસ છો?" ત્યારે બોલ્યો "મહારાજ! આથી વિશેષ અનર્થ શો ને શોક પણ શો?"

"ઉપર નજર તો કરો, કે કેટલા બધાં કુટુંબ પોતાના સહોદર વિનાનાં થઇ પડયાં છે? રે! તેમને માટે તેઓ કેટલો બધો શોક કરી રહ્યાં છે!! તેમના ઉના ફળફળતાં શોકાવિષ્ટ અશ્રુબિંદુઓ ટપોટપ નીચે પડે છે, તે જોઇ કોનું હૃદય દ્રવિત થયા વિના રહેશે! ઇશ્વરે વાચા ન આપેલી હોવાથી કરૂણ વિલાપ નહિ કરી શકતાં એવાં તે બિચારા મુંગે મોડે અશ્રુપાતથી પોતાનો ખેદ અને શોક પ્રદર્શિત કરે છે. કોઇની એક બેલ ચાલી ગઇ છે તો કોઇના પડખામાંથી બે ત્રણ સહોદર ઉઠી ઉઠીને ચાલતા થયા છે, તો તેનો મહા શોક તેઓથી કેમ સહન થઇ શકતો હશે?"

એટલામાં મુનિ એકદમ બોલી ઉઠયા. "તું આવી ભ્રમિતના સરખી વાણી કેમ બોલે છે? વૃક્ષનાં ફળોને સ્નેહ શો, શોક શો, ને અશ્રુપાત કેવા?" રાજપુત્રે કહ્યું "એમ કેમ મહારાજ" યોગીએ કહ્યું, "એ તો જડ જેવાં છે, ને તે બધાંની એજ ગતિ છે, માટે એમને હર્ષ શોક નથી. હમણા ઘડી પછી બીજો એક વંટોળિઓ આવે તો તે બધાયનો નીચે ઢગલો થઇ જાય એમાં કોણ કોનો શોક કરે!" રાજપુત્રે કહ્યું "મોહવશ મુનિ ધન્ય ધન્ય કૃતાર્થ મને આજે કીધો યોગીન્દ્ર! એ જડ જેવાં છે તો પણ આપણા કરતાં ઘણાં સારાં; કેમકે નહિ કરવાજોગ એવો મરણનો મિથ્યા શોક તેમને નથી. પરંતુ તે બધાની ગતિ જ્યારે એજ છે ત્યારે આપણી ગતિ શું મારા ભાઇ કરતાં જુદી છે? એ મુઓ તેમ આપણે પણ શું મરવું નથી?

આપણે પણ એજ માર્ગમાં છીએ: અને કોણ જાણે કયે અણધાર્યે સમયે આપણને તે નિયંતાનું તેડું આવશે તે જાણતા નથી તો પછી આપણે આપણી ચિંતા કરવી કે તે ગયો તેની? નિયમમાં વહેતી નદીમાં તટ ઉપરજ એક જાતના બે વૃક્ષો ઝુકી રહ્યાં છે. એટલામાં નદીમાં પૂર આવ્યું: તેના ઘસારાથી તટની ભેખડ ઘસીને પાણીમાં પડી તે સાથે પેલાંમાંનું એક વૃક્ષ પણ કડકડ ભૂસ કરતું તૂટી પડીને તણાવા લાગ્યું. કહો હવે પેલા એકલા વૃક્ષની શી દશા! તેને પોતાના સાથી માટે કેટલો બધો શોક થવો જોઈએ? તેઓ એકજ વૃક્ષના બીજમાંથી ઉત્પન્ન થયેલાં, એકજ સ્થળે ઉછરી ઘણા દિવસ સાથેજ રહેલાં, ને એકમેકથી કિંચિત પણ વિખુટાં પડેલાં નહિ, તો હવે એક બીજાથી કેમ રહેવાશે? પણ પેલું પૂર ચડતું આવતું હતું તેના ઘસારાથી બીજી ભેખડ પડી: ને એ રહેલા વૃક્ષને પણ ઘસડીને ચાલતું થયું. કહો એમાં કોનો કોણે શોક કરવો! માટે હે મહાત્મા! આપ યોગી થઈને અયોગીની પેઠે મને કેમ મોહમાં નાંખો છો **जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवंजन्म मृतस्यच** 'જન્મેલાને અવશ્ય મૃત્યુ છે અને મુએલાને અવશ્ય પુનર્જન્મ છે જ' તો પછી તેમાં શોક શો!" × × × ×

ત્યાર બાદ યોગી દાસી પાસે આવી દીલગીર થયો.

દાસી બોલી, "એવો શોકકારક શો બનાવ છે મહારાજ? મને કૃપા કરી જણાવો" યોગીએ રાજપુત્રના મરણના સમાચાર કહ્યા. તે સાંભળી દાસી બોલી, "મહારાજ આમાં ખેદપ્રદ અને શોકકારક એવું શું છે: એવો શોક અને હર્ષ તો માત્ર જેઓ સંસારની મિથ્યા માયામાં મોહિત થયેલાં હોય તેવાં અજ્ઞાની પ્રાણીઓનેજ થાય છે." યોગીએ કહ્યું, "પોતાના શિરછત્ર અને પોષણ કરનારાના મરણથી શોક ન થવો એ શું! એ તો મહા નિષ્ઠુરતા છે" દાસી બોલી "મહારાજ! નિષ્ઠુરત્વ તો નિર્દયતામાં વસે છે, અને એ તો અમે એમને દુઃખ દઈએ અથવા એમના દુઃખ સમયે સાહાય ન થઈએ ત્યારે મનાય. પણ આ તો તેથી ઉલટું છે. આપ તો મહાત્મા છો, માટે વિચારો, કે જન્મવું એજ મૃત્યુ છે. તેવો જીવ નાશવંત દેહનો ત્યાગ કરી અવિનાશી સ્થાનમાં વાસ કરે તેનો શોક કરવો એ તદ્દન નિરર્થક નથી શું! જે વસ્તુ અવશ્ય બનવાની છે ને બને તેમાં શોક કે ખેદ શાનો? આ જગતમાં જાયું તે તો જવાનુંજ **जातस्य हि ध्रुवो मृत्यु** એ ઈશ્વરાધીન છે ને તેનોજ કોઈથી ન

ટળે એવો દૃઢ નિયમ છે. તેમાં પછી શોક શાનો ! દિવસ ઉગ્યો તે આથમવાને માટે છે; અને પુષ્પ ખીલ્યું તે ખરવાનું છે. આ જગત્ આખું પરિણામવાળું છે, તેમાં વિચાર કરી જોઇએ તો પ્રત્યેક સ્થાવર જંગમ પદાર્થ પ્રાણીની ગતિ કાળને વશ હોવાથી પ્રતિ ક્ષણે બદલાતી જાય છે, બીજ રોપાય છે, કણગો ફુટે છે, તેનો કુમળો છોડ થાય છે, રત આવતાં ફુલ આવે છે, ફળે છે, ને પાકે છે, પછી આપો આપ સૂકાવા માંડે છે. તેજ પ્રમાણે પશુ, પક્ષી ને મનુષ્યનું પણ જાણવું, બાળક જનમ્યું, જરાક મોટું થઇ બોલવા ચાલવા ને હરવા ફરવા શીખ્યું, ભણી ગણી તરૂણાવસ્થાને પામ્યું, સંસાર માંડયો, રળ્યું ફર્યું એટલામાં વૃદ્ધાવસ્થા આવી એટલે આપોઆપ શકિત ક્ષીણ થશે, ને કાળપાશમાં ઘેરાયું એટલે બસ. કહો એમાં કોણ કોનો શોક કરે ! એક હલકામાં હલકા હવામાંના જંતુથી માંડીને કીટ, પતંગ, પશુ, પક્ષી, જળચર, માનવ, દાનવ, ઋષિ, મહર્ષિ દેવ અને છેવટે આખું જગત્ સર્વ કાળના મુખમાં છે પછી કોઇ બે દિવસ પહેલું તો કોઇ ચાર દિવસ પછી, પણ જે આ જગત્માં જાયું ( જનમ્યું—ઉત્પન્ન થયું ) તે તો નિશ્ચે જવાનુંજ. કેટલાક જંતુ એવા છે કે, સૂર્યના ઉદય અને અસ્ત તથા અસ્ત અને ઉદય જેટલા સમયમાં અનેકવાર જન્મ મરણને વશ થાય છે. કેટલાક પ્રતિદિન જન્મે છે અને મરે છે; કેટલાક જીવ અમુક દિવસ સુધી જીવે છે; કેટલાંકના આયુષ્ય માસની અવધિનાં હોય છે; કેટલાક વર્ષ, દશ વર્ષ, કે સો વર્ષનાં લાંબાં આયુષ્ય ગાળે છે: તેઓ કરતાં વધારે સત્વ વાળા જીવો ( દેવતાદિકો ) હજાર, હજારો, કે લક્ષાવધિ વર્ષના આયુષ્ય ભોગવ્યા પછી મરે છે; પરંતુ છેવટે સર્વને અંતે મરણ તો છેજ. તેમાં કોણ કોનો શોક કરે ! આખું જગત્ કાળના ગ્રાસ ( કોળિઆ ) રૂપ છે; અર્થાત્ જેમ કોઈ ખાવા બેઠેલો મનુષ્ય ભાણામાં પડેલા ભક્ષ્ય પદાર્થના ગ્રાસ મુખમાં મેલતોજ જાય છે, તે પ્રમાણે કાળ નિરંતર દેહધારી, નાશવંતનો નાશ કરતોજ જાય છે. હે યોગીરાજ ! અમારા કુમારના જે વર્તમાન આપ કહો છો, તેનો શો શોક કરવો ? મારી, આખા રાજ કુટુંબની, તમારી, ને આ સર્વની ( જગતની ) અંતે એજ ગતિ છે. આપ મિથ્યા પરિશ્રમ ન લેતાં સુખેથી આપને સ્થાને પધારો. ” તે પછી યોગીરાજે કુમારની રાણી પાસે આવી દુ:ખદ સમાચાર સુણાવ્યા. આ સાંભળી તે સંસારમાં છતાં, નિર્લેપ સ્ત્રી, કે જેના મનમાં આ સમાચારથી કશોજ ખેદ કે શોક થયો નહોતો, તે ગંભીર-

તાથી બોલી, "મહારાજ ! આપ કહો છો તે સમાચાર સત્ય હશે, પરંતુ મરતી વેળાએ મારા સ્વામીએ, 'હે પ્રિયે હે પ્રાણ પ્યારી,' એવા ઉદ્ગારો કાઢયા હોય અને મારૂંજ સ્મરણ કર્યું હોય એ વાતને હું સત્ય માનતી નથી. અવિદ્યાના અંધકારમાં લચપચ થયેલા અને આ અસાર સંસાર સાગરમાં ગળચીયાં ખાતા, માયાના ભુલવાથી મોહિત થયેલા પરમ અજ્ઞાત મનુષ્યમાંજ આવો મોહ સંભવે. જેનું નિરંતર સ્મરણ અને આસકિત હોય તે મરણ વેળાએ આપોઆપ સ્મરી આવે એ સાધારણ નિયમ છે. તો તે પ્રમાણે મારા સ્વામિના મરણ સમયે, જેની આસકિત તેનું સ્મરણ થવું કેમ સંભવે ? સ્ત્રી તો શું, પણ પુત્ર, ધન, રાજસુખ, ને છેવટે સૌ પ્રાણીને જગતમાં અતિપ્રિય એવા પોતાના દેહ ઉપર પણ તેમને આસક્તિ નહોતી. તો મારા જેવી અધમાનું સ્મરણ ! હર હર ! નેતરને ફુલ, અને આકાશને કુસુમની પ્રાપ્તિ જેવું એ અસંભાવ્ય છે. એ સાધુ વીરને મરતી વેળાએ આ વિશ્વમાંની કોઇ વસ્તુનું સ્મરણ થવું સંભવતું નથી.

ગોગીરાજ! મને કહો કે વિવેક તે શું? નિત્ય અને અનિત્ય, અવિનાશી અને વિનાશી પદાર્થનું યથાર્થ જ્ઞાન તેજ વિવેક છે; અને હું સત્ય અને નિત્ય વસ્તુને ચાહનાર છું, તે મિથ્યા અસત્ય અને અનિત્ય વસ્તુ માટે ઉદાસ-નિઃસ્પૃહ રહું તેથી શું નિષ્ઠુરતા? આ જગતમાં આત્માજ અવિનાશી સત્ય સ્વરૂપ છે, પણ અનાત્મા- દ્રશ્ય પદાર્થો અસત્ય વિનાશી છે; વિનાશીનો વિનાશ એ સત્ય છે. અવિનાશીનો વિનાશ સત્ય નથી. દેહ વિનાશી છે, આત્મા અવિનાશી છે, અવિનાશીનો વિનાશ નથી, વિનાશી ચીરંજીવ નથી. મનુષ્ય પ્રાણી સર્વ કરતાં શ્રેષ્ટ છે. તેનું કારણ એટલુંજ કે તેનામાં બીજા સર્વ પ્રાણીઓ કરતાં સારાસાર વિચાર કરવાની બુદ્ધિ વિશેષ હોય છે, તો એ બુદ્ધિથી આપણે જોવું જોઇએ કે, સત્ય શું અને અસત્ય શું? આપે સ્ત્રી પુરૂષના સંબંધ માટે જેજે કહ્યું, તે સઘળું સત્ય, પણ તે કયાં સુધી? સ્ત્રી પુરૂષના તો શું, પણ આ જગતમાંના સઘળા સંબંધ અમુક સમય સુધીનાજ નિર્માણ થયેલા હોય છે. જેમ દેવું પતાવ્યું એટલે લેણીઆત અને દેવાદારનો સંબંધ પૂરો થાય છે, તેમજ પૂર્વનો ઋણાનુબંધ પૂરો થયો એટલે અહીંનો-સંસારનો સંબંધ પણ પૂરો થાય છે. સંસારના સઘળા સંબંધ પૂર્વના ઋણાનુબંધ વડેજ નિર્માણ થયેલા હોય છે. ભાડાની ગાડીમાં બેઠેલાઓને તે ગાડી સાથે સંબંધ જ્યાં સુધીના પૈસા આપ્યા

હોય ત્યાં સુધીનોજ છે, માટે હે યોગીશ્વર! પૂર્વના કોઇ ઋણાનુબંધથી આ જન્મે બંધાયેલો અમારો દંપતી રૂપ દેખાતો સંબંધ તે ઋણાનુબંધ પૂરો થવાની સાથેજ પૂરો થયો હોય તો તે માટે મારે શોક કરવો એ મૂર્ખતા નથી? એ ઋણાનુબંધ જો પૂરો થયો હોય તો ગમે તેટલા ઉપાયથી પણ પાછો સંધાવો દુર્લભ છે, તો પછી શોક કરવાથી શું ફળ?

યોગીરાજ! સંસારમાં જન્મેલાં પ્રાણીને આખા આયુષ્યમાં નિર્વાહાદિક વ્યવહારોને માટે બીજા અનેક પ્રાણીઓના પ્રસંગમાં આવવું પડે છે. તે વેળાએ તેઓ સાથે જે જે વૃત્તિથી ચાલવામાં આવે તેવા તેવા પરસ્પર ઋણાનુબંધ બંધાય છે, ઋણ એટલે લેણ દેણ; અને તેનાથી થયેલું જે બંધન, તે ઋણાનુબંધ. હું જેમ આપને મારાં કાર્ય માટે કોઈ જાતનો પરિશ્રમ આપું અને પછી તેનો બદલો વાળું નહિ, તો મારા માથે આપનું ઋણ રહે; ને તેનો બદલો ઇશ્વરી સત્તા મારી પાસે આ દેહે નહિ તો અન્ય દેહે પણ અવશ્ય વળાવે. એજ પ્રમાણે પ્રત્યેક જીવનું સમજવું. એમાં કોઇની દ્રવ્યની લેણાદેણી હોય, કોઇની સુખ દુઃખની લેણાદેણી હોય, કોઇની વિદ્યાની ને કોઇની કોઇ અન્ય પ્રકારની લેણા દેણી હોય, તો તે પાછી વાળી આપવાને પ્રાણીઓ અનેક જન્મો લઇને તે નિમિત્તે અનેક સુખ દુઃખો વેઠે છે. ને ઋણ પૂરૂં થયું કે તુરત પોત પોતાના માર્ગે પડે છે, અપાર વિસ્તારવાળા આ વિશ્વમાં ઇશ્વિરી સત્તા, એ કાર્ય એવી અદ્દભુત રીતે પૂર્ણ કરે છે કે જેનો પાર કોઈ પામી શકે નહિ, ને તેમાં કિંચિત પણ ભૂલ આવતી નથી. જેનું કરેલું તેનેજ આપોઆપ એ સત્તા અનાયાસે અચૂકપણે પળાવે છે; ને તેમાં કશો પક્ષપાત કે અન્યાય થવા દેતી નથી. તે બાદ યોગીરાજે તેની બ્હેનની કસોટી કરવા કુમારના મૃત્યુના સમાચાર કહ્યા. તેથી બ્હેન બોલી "યોગીરાજ! આ સંસારમાં કોણ કોનો ભ્રાતા, ને કોણ કોની ભગિની છે? કોઇ કોઇનું સગું ને સંગી નથી. મારા ભ્રાતાનો હું શો શોક કરૂં ?આ સંસાર પાંથિકાશ્રમ જેવો છે, આવે છે, જાય છે, એ ઘડીનો મેળો છે, તેમાં આવર્જન વિસર્જનનો શોક શો? એક વારએક મનુષ્ય કંઇક કાર્ય પ્રસંગે ગામાંતરે જતો હતો. ચાલતાં ચાલતાં છેક સાયંકાળ થવા આવ્યો ત્યારે શ્રમિત થયેલો હોવાથી તેણે કયાંય ઉતારો મળે તો રાતવાસો કરવાનો નિશ્ચય કર્યો. એવામાં એક ધર્મશાળા આવી, તેમાં તેના જેવા કેટલાક પંથીઓએ ઉતારો કરેલો જોઇ, તેણે પણ પોતાનું સાહિત્ય જમીનપર મુકયું, ને એક બાજુ પર મુકામ કર્યો, જેમ જેમ વેળા જતી ગઈ તેમ તેમ અનેક પંથીઓ આવીને તે

સ્થાનમાં ઉતરતા ગયા. ને તેઓ સાથે વાતચિત થતાં તેને સ્નેહ બંધાતો ગયો. ક્ષુધા સમય થવાથી ભાતું છોડીને તેમાંથી જરા જરા આસપાસ ઉતરેલાઓને વેંહેંચીને ભોજન લીધું અને બીજાઓ પણ જેઓ સ્વજાતિ હતા તેઓએ વેંહેંચેલું પોતે સ્વીકાર્યું. રાત્રીના સૌ પરસ્પર પોતાના સુખ દુઃખની વાતો કરવા લાગ્યા. કોઇ હાસ્યવિનોદ અને ગાન તાન કરવા લાગ્યા. કોઇ ઘણા શ્રમિત થઇ ગયા હોવાથી તત્કાળ નિદ્રાવશ થઇ ગયા, અને કેટલાક તો પોતાના સાથી સંગે ભગવાનનાં કીર્તન કરવા લાગ્યા, કોઇ દેશાંતરમાં જોયેલી ને સાંભળેલી અનેક ચમત્કૃતિઓ વિષે વાત કરવા લાગ્યા, તો કોઇ હવે પછી ક્યાં જવું છે, ક્યાંથી આવ્યા ને કયો માર્ગ સુલભ પડશે: ઇત્યાદિ પૂછપરછ કરવા લાગ્યા. આવી રીતે તેઓ સ્ત્રી હોય તેને બ્હેન તથા પુરુષ હોય તેને ભ્રાતા એમ પરસ્પરને એક કુટુંબના જેવાં ગણીને રહ્યા હતા. એમ કરતાં એક પછી એક નિદ્રાવશ થયાં, રાત્રી સહજમાં વીતી ગઇ અને પહો ફાટતાં પૂર્વે ઋતુ ગ્રીષ્મ હોવાથી તે પંથીઓ તડકો ચઢી જવાના ભયથી, એક પછી એક ચડપો ચડપ ઉઠીને સૌ સૌને માર્ગે પડયા. હવે પેલો એકલો પંથી, કે જે આગલે દિવસે ઘણો શ્રમિત થયેલો હોવાથી નિદ્રાવશ થઇ ગયો હતો, તે છેક દિવસ ઉગ્યા પછી જાગ્રત થયો, ને આંખ ઉઘાડી જુએ છે તો સઘળે સુનું સટ ! પાંથિકાશ્રમમાં કોઇજ નહિ ! ચોમેર ખાલી ખમ્મ હતું ! માત્ર કેટલાક કાગડા અકારા શબ્દો કરતા ને રાતના પડેલા ભાતના દાણાની લાલચે આમ તેમ ઉડાઉડ કરતા હતા, ને બે ચાર શ્વાન ફરતાં હતાં ! આવી રીતે તે અતિ વિશાળ અને સુન્દર પણ અરણ્યમાં આવેલું પાંથિકાશ્રમ રાત્રે જોયું હતું તેના કરતાં તદન ઉલટુંજ ઉજ્જડ ખંખ જોઇ પેલો પંથી એકદમ આવરો બાવરો અને શોકલીન થઇ ગયો; તથા ઉપરા ઉપરી નિસાસા નાખવા લાગ્યો; તેનું હૃદય ભરાઇ આવ્યું, આંખોમાંથી પાણી ટપકવા લાગ્યું ને " હાય હાય આ શું થઇ ગયું ? રાત્રીનો આનંદ ક્યાં ગયો ? અરે ! તે સર્વ પંથીઓ ક્યાં જતાં રહ્યાં ? રે ! એટલો બધો સ્નેહ દેખાડનારા તેઓએ શું મારો ભાવ પણ ન પૂછ્યો ? અહો ! હવે હું એકલો પડી ગયો ! હું શું કરૂં ? ક્યાં જાઉં ? " ઇત્યાદિ ઉદ્ગારો સહિત, તે મુંઝાવામાં પડી, મોટેથી રડવા લાગ્યો, જે કેમે છાનો રહ્યો નહિ.

આટલું કહી તે રાજપુત્રી (મોહજિતની બ્હેન) બોલી " કહો યોગીરાજ, કેવી એની દયામણી સ્થિતિ ! એને કેટલું

બહુ દુઃખ! કેટલો શોક! તે બિચારાને દિલાસો પણ કોણે આપ્યો હશે! મને એની ઘણીજ દયા આવે છે." એ સાંભળી
 યોગી બોલ્યા "અઃ એમાં દયા શાની? ને દુઃખ શાનું? વળી એમાં તે શોક શો? એ તો એની કેવળ મૂર્ખાઇજ કહેવાય! ધર્મશાળામાં વિસામાને માટે ઉતરેલા પંથીઓ વિસામો લઇને ઘડી પછી કિંવા રાત વિત્યા પછી પોતપોતાને માર્ગે ચાલ્યા જાય તેઓનો તે કયો મુર્ખ શોક કરે? એઓતો ક્ષણવાર માટેજ એકઠા થયેલા હોય છે. તેઓમાં જે પરસ્પર એકઠા મળતી વેળા સ્નેહ બંધાય છે તે ક્ષણ માત્રનોજ છે. તેઓના વિયોગથી કયા મૂર્ખને શોક થાય? એટલું તો કેવળ અજ્ઞાની હોય તે પણ સમજે કે પંથીઓનો સમાગમ તો ક્ષણિકજ છે; ને તેટલા માટે તેઓના વિયોગથી સ્વાભાવિક રીતેજ શોક થવો યોગ્ય નથી. હે રાજબાળા! આમાં તે શી ચમત્કારિક વાર્તા મને કહી!" વનવાસી યોગીનું આ બોલવું સાંભળી રાજપુત્રીએ કહ્યું "એજ પ્રમાણે મારા બંધુના મરણ સમાચાર કહ્યા, તેમાં આશ્ચર્ય કે શોક જેવું શું છે! જેવો પંથીકાશ્રમ સમાગમ–સ્નેહ–પ્રેમ–મમતા–અર્થ–લાભ છે તેવોજ સંસાર સમાગમ છે! જેવો તે પંથીઓના વિયોગથી શોક કરવો નિરર્થક છે, તેવોજ અત્રેના સગાં સંબંધી જનોનો સમાગમ પણ ક્ષણિક છે. આ જગત્ એક મોટું પાંથિકાશ્રમ અથવા પંથીઓને વાસો કરવાની ધર્મશાળા છે, આ મનુષ્યાદિક પ્રાણીઓ તે તેમાંના પાંથિકો છે. તેઓ કોઇ કયાંથી ને કોઇ કયાંથી આવીને એકઠા થાય છે–અર્થાત્ પોતપોતાનાં કરેલાં સારાં નરસાં અનેક કર્મો પ્રમાણે જુદી જુદી યોનિઓ દ્વારા તેઓ સંસારમાં જન્મે છે, પણ પંથીઓ જેમ વહાણું વાતાં પોતપોતાને માર્ગે પડી જાય, તેમ આ સંસારરૂપ ધર્મશાળામાં ઉતરેલા પંથીઓ–જીવો–કરેલાં કર્મ ભોગવી રહેવા રૂપ અથવા નિર્મેલું આયુષ્ય પૂરૂં થઇ રહેવા રૂપ વહાણું થાય છે, એટલે સંસાર રૂપ ધર્મશાળા તજી દઇને ટપોટપ ચાલતા થાય છે. તેમાં શું આશ્ચર્ય! શાનો શોક? હે મહારાજ! એજ પ્રમાણે એ મારો ભ્રાતા, મારૂં આખું કુટુંબ, તમે, હું ને આ પ્રાણી માત્ર આપણ સર્વે આ અસાર સંસાર પાંથિકાશ્રમમાં ઉતરેલા પંથીઓ છીએ; અને સમય પુરો થતાં પોતપોતાને માર્ગે પડી જવાના છીએ; તો તેમાં આપણ કોણ કોનો શોક કરીએ? વિશ્રામને સારૂ એક વૃક્ષ ઉપર આવીને રાત્રે બેઠેલાં અનેક પક્ષીઓ સવાર થતાં પોતપોતાને માર્ગે ઉડી જાય છે, તેમાં કોણ કોનો શોક કરે? કપા-

ઇને ભોંયપર પડેલા છોડ સૂર્યના તાપથી સૂકાઇ મરી જાય છે; ને તેમના પર આવેલા કણુસલામાંના કણુ તેમની સંતતિરૂપ પછવાડે રહે છે, તે પણ જીવડાંના કિંવા મનુષ્યોના આહારરૂપે પરિણામને પામે છે, અને એમ કરતાં પણ જે વધીને બચવા પામ્યા તે પાછા આવતી સાલમાં વાવણીના કામમાં આવે છે.

તે પ્રમાણે વારંવાર "**पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनं**" પેરે થયાંજ કરે છે, ઉત્પન્ન થાય છે—નાશ પામે છે, જીવે છે અને મરે છે. એવો એ અન્ન પેદા કરનાર ખેડુતની ખેતીનો ઇતિહાસ છે. એના જેવીજ એક બીજી મોટી ખેતી છે, જે નિરંતર થયાંજ કરે છે.—વવાય છે, ઉગે છે, વધે છે, ફાલે છે, ફુલે છે, કરમાય છે, સૂકાય છે, કપાય છે ને નાશ થાય છે. એવું અવિદ્યા રહિત જન જુએ છે, પણ અવિદ્વાનને તેમાં શોક મોહ થાય છે. સંસાર રૂપ આ ખેતી છે, તેમાં વાસના દેહરૂપ બીજ, માતારૂપ પ્રકૃતિ કે પૃથ્વીમાં રોપાય છે, તેમાંથી જન્મરૂપે ઉગે છે, સ્તનપાન ભોજનાદિ રૂપ વૃષ્ટિથી વૃદ્ધિ પામે છે, તેમાં બાળકોપર આવતા શીતળા, ઓરી, ઉટાંટિયા ઇત્યાદિ રોગો રૂપ હળસાણી, રાંપ કે દંતાળ વડે હળાય છે, તે વેળા હળાતાં કેટલાક બાળક રૂપ છોડવાનો નાશ પણ થઇ જાય છે, તેઓમાંથી બચેલા આગળ વધી પરણીને સંસાર ( ગૃહસ્થાશ્રમ ) માંડવા રૂપે નીંઘલે છે, ફળે છે અને પાકેલા છોડવાની જેમ કાપણી કરવામાં આવે તેમ એ મનુષ્યરૂપ છોડવા પણ અવસ્થા પહોંચવારૂપ કાપણીનો સમય આવી પહોંચવાથી અંતક રોગાદિક દાતરડાં વડે કપાઇ નાશ થાય છે. થયું. એ ગયા અને પછવાડે એમની પ્રજારૂપ રહેલાં ફળોથી પાછી નવી ખેતી થાય છે, ઉપજે છે ને નાશ થાય છે. એ નિત્યનો ક્રમ છે. એ મારો પુત્ર, આ મારૂં આખું કુટુંબ, તમે, હું ને પ્રાણી માત્ર એ સંસારરૂપી ખેતીના છોડ છીએ માટે કાળરૂપ ખેડુત એકવાર અવશ્ય આપણી કાપણી કરશેજ, તો પછી તેમાં કોને માટે ખેદ કરવાનો રહ્યો ? કોઇ વહેલું તો કોઇ મોડું પણ કાળના દાતરડાનો ભોગ થશેજ." "હે યોગેન્દ્ર ! આપે એમાં નવલ શું કહ્યું છે ? આપ જાણતા હશો—આપે જોયુંજ હશે કે, કૂવામાંથી પાણી કાઢવાની ઘટમાળ, જેને રેંટ કહે છે, તે કેવી હોય છે, એક ફરતા મોટા રેંટ ઉપર સેંકડો માટીના ઘડાઓની ( અથવા લોટકાઓની ) માળા પહેરાવેલી હોય છે, તે ચક્રની ગતિથી ફરે છે. કૂવાનાં પાણી સુધી

પહોંચેલી માળા ફરે છે, ત્યારે એક બાજુથી તેમાં ગોઠવેલા ઘડા ઉંધે મ્હોઢે નીચે ઉતરે છે, તે પાણીમાં જઇ ત્યાં ભરાઇને બીજી બાજુથી સુલટે મ્હોડે ઉપર આવી ખાલી થાય છે, ને તે વળી પાછા ઉંધે મુખે નીચે ઉતરી ભરાઇ આવીને ખાલી થાય છે, આવો ક્રમ સતત્ ચાલુજ હોય છે. નીચે જાય છે, ઉપર આવે છે, ભરાય છે, ઠલવાય છે, એવાં એના ક્રમ પ્રમાણે ભરનિકળ થયાં કરે એમાં શું આશ્ચર્ય છે ! એમજ આ જગત્ પણ એક ઘટમાળા છે. તેમાં પ્રાણીઓની વારંવાર એક દેહમાંથી બીજા દેહમાં અવતરવા મરવારૂપ ભરનિકળ થયાજ કરે છે. સ્ત્રીઓ સગર્ભા થાય છે, પ્રસવે છે, ને વળી ગર્ભિણી થાય છે, તથા પ્રસવે છે, પછી પ્રસુત થયેલું બાળક જીવો કે મરો તે તેના પ્રારબ્ધાધીન છે, પણ ભરનિકળ થયાં કરે છે. એક ઝીણા કીટથી બ્રહ્મદેવ પર્યંત સર્વે પ્રાણી આખું જગત્ એ નિયમ પ્રમાણે અવતરે છે, ને મરે છે, તો પછી તેમાં ( જગતમાં ) તો તમે, હું, મારો પુત્ર ઇત્યાદિ સર્વ આવી ગયાં. કુવામાંથી પાણી વડે ભરાઇને ઉપર આવતાં ઘટમાળાના ઘડા તેના ચક્ર ઉપર આવે એટલે અવશ્ય ખાલી થવાનાજ, તે પ્રમાણે આ જગતરૂપ ઘટમાળાના ( પ્રાણીરૂપ ) ઘડા પણ તેના ( કાળરૂપ ) ચક્ર ઉપર આવે ( આયુષ્ય પુરૂં થઇ રહે ) એટલે ખાલી થાયજ ( મરણ પામે ) તેમાં જ્ઞાનીને આશ્ચર્ય શું ? આપણી સર્વની એજ ગતિ છે. પણ એ ઘટમાળાના કોઇ ઘડાની માળા સાથે બાંધવાની દોરી કદાચ તૂટી કે છૂટી જાય, તો તે ઘડો માળામાંથી ટપ લઇને છુટો પડી અગાધ જળમાં નિમગ્ન થાય છે, તેમજ આ જગત્ ઘટમાળામાંના જે ઘડાની ( જે પ્રાણીના ) ભવવાસના રૂપ દોરી તૂટી જાય, તે ઘડો ( પ્રાણી ) પરમાનંદરૂપ મહા અગાધ જળમાં નિમગ્ન થઇને સદાનું સુખ ભોગવે છે, એજ મુક્ત જીવ છે અને તે ભવ વાસનારૂપ દોરી જીર્ણ થઇને આપોઆપ તૂટી જવાનો સૌથી સુગમ ઉપાય એજ કે શ્રીહરિના ચરણોનો અનન્ય આશ્રય કરવો.

મરણ કોને છે ? મરણ એટલે શું ? આ દેહનો અને આત્માનો દૂધ પાણી જેવો ઘાટો સ્નેહ-સંબંધ છે, તે મટીને તેઓનો વિછોહ થવો, તેનેજ અત્રે મરણ માનવામાં આવે છે: પરંતુ મરણ થવું એટલે સમૂળો નાશ થવો એમ માનવું એ સંસારી જનની અંધતા છે, આત્મા અજર અમર અવિનાશી છે તેનું મૃત્યુ શું ! પંચતત્વનું અવિનાશીપણું અજ્ઞાનતા વગર સત્ય ભાગ

કેમ મનાવી શકે? વાસ્તવિક જોતાં આ જગત્‌માંની કશી વસ્તુનો નાશ થતો નથી. માત્ર રૂપાંતર કે સ્થાનાંતર થાય છે, પણ તે અજ્ઞાન દૃષ્ટિ વડે જણાતું ન હોવાથી નાશરૂપે ઓળખવામાં આવે છે, પણ તે સત્ય નથી. આપણું ઢોળેલું અથવા વરસાદથી પૃથ્વીપર પડેલું પાણી સુકાઇ જાય છે, ત્યારે તેનો નાશ થઇ ગયો, એમ કહીએ, તો તે કેટલું ખોટું? તે જેમ મિથ્યા ભાસમાન્ છે તેમજ મૃત્યુ પણ છે. એ પાણી તો ઘણી ઝીણી-નરી આંખે ન દેખાય તેવી વરાળરૂપ થઇને સૂર્યના તાપથી આકાશમાં-મેઘમંડળમાં જઇ રહે છે, તે પાછું સમય આવ્યે વૃષ્ટિરૂપે પૃથ્વીપર પડે છે. તેજ પ્રમાણે જગત્‌માંની પ્રત્યેક વસ્તુનું રૂપાંતરજ થાય છે પણ નાશ થતો નથી. જેમ એ સર્વ વસ્તુ રૂપાંતરને આધીન છે. તેમ મારા મિત્રે પણ આ માંસાદિકના બનેલા મળમય દેહને ત્યજી દઈ તેની રૂડી કરણી પ્રમાણે કોઇ ઉત્તમ તેજસ્વી દેહ ધર્યો હશે, ને તે પવિત્ર સ્વર્ગીય ભૂમિમાં સુખેથી વસી મારૂં કલ્યાણ ઇચ્છતો હશે; માટે હે યોગીરાજ, આ સંસારમાં મરવું ને અવતરવું એ માત્ર જીવનાં રૂપાંતરજ છે, જેમ મનુષ્ય મેલાં વસ્ત્રોનો ત્યાગ કરીને બીજા નવાં પહેરે છે, તેમ આત્મા એક જીર્ણ શરીરનો ત્યાગ કરીને બીજું નવું ધારણ કરે છે: એનેજ લોકો મરણ તથા જન્મ કહે છે. આત્મા તો કદી મરતોજ નથી. તેતો પરમ સુખરૂપ છે, અભેદ્ય છે સર્વથા તે અવિનાશી છે.

પૂર્વે એક નગરમાં કોઇ મહાત્મા હરિનામ સ્મરણ કરતા કરતા નિઃસ્પૃહપણે વિચરતા હતા. એવામાં એક શેરીમાં થઈ કોઇ મોહોલ્લામાં તે જઇ ચઢયા. ત્યાં એક ઘરમાંથી તેમને ઘરરર ઘરરર એવો કંઇ શબ્દ સંભળાયો. એ શું થાય છે તે જાણવાને માટે પોતે કાન ધરી ઉભા રહ્યા તો તેમને માલુમ પડ્યું કે પાસેના ઘરમાં એક સ્ત્રી એક ટસે ઘંટી ફેરવી રહી હતી. તેનો એ શબ્દ હતો. તે સ્ત્રી પોતાની ડાબી જમણી બંને બાજુએ ધઉંથી ભરેલાં દોઢિયા મુકીને દળતી હતી. જમણા હાથથી ફેરવતાં થાકે ત્યારે ડાબાથી ને ડાબા હાથથી થાકે ત્યારે જમણાથી તેણી સપાટાબંધ ઘંટી ફેરવી જતી હતી, ને જે હાથ છુટો રહે તે વડે તેણી ગમ પડેલાં દોઢિયામાંથી ઘઉં ઘંટીમાં ઓરી જતી હતી. આવું જોઈ તે સંત મહાત્મા એકદમ ઉદાસ થઇ ગયા, ને મોટેથી રૂદન કરવા લાગ્યા. એક વિચિત્ર-વિપરિત ક્રિયા જોઇને તેમને રડવું આવે છે. એ વિપરિત ક્રિયા તે પેલી સ્ત્રી કંઇક દળે છે, તેજ છે. લૌકિક પ્રકારે જોતાં તો તેમાં આપણને કશું આશ્ચર્યકારક વા

હૃદયદ્રાવક દેખાશે નહીં. પણ તેનું અવલોકન કરવામાં આપણે કિંચિત પરમાર્થ બુદ્ધિ વાપરવી જોઇએ. ઘંટીની ક્રિયા તો આ સર્વેમાં કોઇથી અજાણી નથી, પણ એ ઘંટી અજ્ઞાન દ્રષ્ટિવાળા જનોને ઉદાહરણ રૂપ છે. જેમ કોઇ મનુષ્યને ઓળખવા માટે તેનું આબેહુબ ચિત્ર આળેખેલું હોય તેમ ખરી નાશકારક વિચિત્ર ઘંટી તો એક બીજીજ છે. એ ઘણી મોટી છે, તેઓની ક્રિયા મહા ભયંકર છે. આ કૃત્રિમ ઘંટીમાં જેટલાં વાનાં જોઇએ તેટલાંજ તે ઘંટીમાં છે, પણ તે બહુ વિચિત્ર પ્રકારનાં છે. પ્રથમ ઘંટીમાં નીચલું અને ઉપલું એવાં બે પત્થરનાં પડ છે, તેને ઠામે એ મહા ચક્કીમાં દેશ તથા કાળનાં બનેલાં બે પડ છે. ( દેશ તે પૃથ્વી, અને કાળ તે સમય કિંવા સમયને દેખાડનારાં સમયનું પ્રમાણ બતાવી આપનારાં આકાશમાં ફરતાં સૂર્યાદિક મંડળો ) વળી એ નીચલા ઉપર ઉપલું પડ જે આધારે ફરે છે. તે ખીલડા રૂપે ઇશ્વર પોતે રહેલા છે. કાળના વિભાગ જે રાત્રિ અને દિવસ, એ રૂપે તે ઘંટીઓ છે ગાળો છે, તે બંને સંધ્યાઓ રૂપ તે ગાળામાં આડી રહેલી માકડી, જે ઇશ્વર રૂપ ખીલડા ઉપર ભરાઇને ફરે છે, તે છે. ઇશ્વરી સત્તા રૂપ જબરો હાથો એ ઘંટીને છે, અને તેને ઝાલીને એકી ટસે ઘંટી ફેરવનારી સ્ત્રી, તે આ જગતનો ક્ષય કરનારી મૃત્યુ દેવતા છે. તે પોતાની બંને બાજુ પડેલાં ભવ રૂપ ભાજન ( સંસારરૂપી વાસણો ) માં ભરેલ જગતમાંના સર્વ પ્રાણીઓરૂપી અન્નને મૂઠીએ મૂઠીએ લઇને પેલા ગાળામાં ઓરે છે. કહો ભાઇઓ, એવી રીતે ફરતી ઘંટીમાં ઓરાયલા ( પ્રાણીઓ રૂપ ) અન્નની શી દશા ? કચ્ચર ઘાણ ! પીસાઇને લોટ ! સમૂળો નાશ ! એ વિના બીજું શું ! એ પ્રમાણે સંસારરૂપ મહા ચક્કી નિરંતર ફર્યાજ કરે છે. તેને ફેરવનારી મૃત્યુદેવતા ક્ષણભર વિસામો લેતી નથી ક્ષણેક્ષણ આ જગતમાંના અનેક પ્રાણીઓ તેમાં ઓરાયા જાય છે, ને કચ્ચરઘાણ થતા જાય છે. અહો ! આ ક્રીયા કેટલી ત્રાસદાયક અને ભયંકર છે ! આ ક્રિયા ઘણી સૂક્ષ્મ દ્રષ્ટિથી પરમાર્થ બુદ્ધિવાળા તથા સર્વ પ્રાણીઓના હિતેચ્છુ એવા મહાત્માઓ પ્રત્યક્ષ જુએ છે, તેથી તેઓના કરૂણાળુ હૃદયોમાં બહુજ દયા ઉપજે છે, ખેદ થાય છે, અને જ્યારે એ વાત તેઓ કોઇને જણાવી શકતા નથી, વા જણાવવા છતાં કોઇ સાંભળતું નથી, ત્યારે તેઓને મોટું દુઃખ ઉત્પન્ન થાય છે. તેથી તેઓ પોતાનું હૃદય ખાલી કરવા માટે રડી પડે છે, કિંવાં મૌન ધારણ કરીને એકાંત સ્થળ પ્રત્યે જઇ વસે છે.

હે મનુષ્ય પ્રાણીઓ ! આ અમૂલ્ય ઉપદેશ છે, એ સંસાર ચક્કીના ગાળામાં આ લોકના સર્વે પ્રાણીઓ સાથે તમે, અને એ મહાત્માદિ સર્વે ઓરાઇ ચુકયા છીયે એ ચક્કી ઘણા સપાટાથી ફરે છે. તેમાં આ કચડાયા ! આ દળાઇ ગયા ! આ નાશ થઇ ગયાં ! એમ થાય છે, તેથી ચેતો ! ચેતો ! ચેતાય તેટલું ચેતો ! બચવાનો ઉપાય કરો ! પ્રમાદ મુકી દો ! ઉતાવળા નિર્ભય સ્થાન શોધો ! નિર્ભય સ્થાન કયાં છે, એમ જીજ્ઞાસા થાય, તો તેને માટે આ સંત મહાત્મા પુનઃ પુનઃ આપણને આ ઘંટીનુંજ ઉદાહરણ લેવાનું સુચવે છે. અંદર આવેલા સઘળા કણનો કચરઘાણ કરી નાંખનારી ઘંટીની એવી નાશકારક ક્રિયામાં પણ એક બીજો ચમત્કાર જોવામાં આવે છે. જૂઓ જૂઓ પેલી સ્ત્રી હવે દળી રહી. તેણીએ લોટ સાફ કરવાને ઘંટી ઉધ્રરી ( ઘંટીના પડને ઉચું કરવું) કરી છે. જુઓ, એ અજાની જીવો. જુઓ ! આ માયામાં લપટાયેલાઓ ! ચક્ષુ ખોલી જુઓ ! તેના પેલા ખીલડાની આસપાસ સેંકડો દાણા આખા અગીશુદ્ધ એકઠા થઈ રહેલા છે, જેઓને ઘંટી એટલી વારથી જોરભેર ફરવા છતાં વ્યથા થઈ નથી. તેઓએ ખીલડાનો આશ્રય કરેલો હોવાથી ઘંટીનું ચક્ર તેઓને કચરી શકયું નથી. હે મનુષ્યો ! ઓ પામર જીવો ! આ સંસારમાં ચકીના ખીલડા રૂપે કોણ છે ? પરબ્રહ્મ–પરમાત્મા–સચરાચર વ્યાપી અવિનાશી પ્રભુ વિચારી જુવો ! તે મહા ચક્કીના ગાળામાં ઓરાતા પ્રાણીઓ રૂપ કણોમાંથી જેઓ, એ પરબ્રહ્મ રૂપ ખીલડાનો આશ્રય કરે છે તે કચગતા નથી. તેનું અવશ્ય રક્ષણજ થાય છે.

## શ્રીયુત પઢીયાર કૃત સ્વર્ગની સીડીમાંથી

## મરવાથી ડરવું નહીં ને મરી જાય તેનો અફસોસ કરવો નહીં એ વિષે પ્રભુનો હુકમ. અફસોસ કરવાથી જીંદગી બગડી જાય છે.

હાલમાં આપણે સૌ મોતથી બહુજ ડર્યા કરીએ છીએ, અને જ્યારે કોઇ સગા વહાલાં મરી જાય ત્યારે તેનો બહુજ અફસોસ કર્યા કરીએ છીએ, તથા ઘણા વખત સુધી બહુ મહોટા મહોટા સોગ સંતાપ પાળ્યા કરીએ છીએ તથા ઘણા દિવ-

સો સુધી અને કેટલીક નાતોમાં તો આખાવરસ સુધી દરરોજ રોયા પીટયા કરે છે, આ બધું ધર્મથી, શાસ્ત્રથી, અને પ્રભુના હુકમથી કેટલું બધું વિરૂધ્ધ છે એ તમે જાણો છો ? જો એ બાબતમાં વધારે ખરી હકીકત બહુ ખુલાસાથી જાણીએ તો આપણને જરૂર એમ લાગી જાય કે આપણે મુએલાંનો અફસોસ કરીએ છીએ અને મોતથી ડરીએ છીએ, એ બહુજ મ્હોટી ભુલ કરીએ છીએ, એટલુંજ નહીં પણ એ ભુલથી આપણી જીંદગી બગડી જાય છે. આપણી નજર આગળનાં તથા ભવિષ્યનાં સુખો નાશ પામી જાય છે, અને મુએલાંનો શોક કરવાથીજ આપણે સ્વર્ગ ગુમાવી નાંખીએ છીએ. આમ ન થાય માટે એ સંબંધમાં પ્રભુનો શો હુકમ છે, શાસ્ત્રની શી આજ્ઞા છે અને મહાત્માઓની શી ઇચ્છા છે તે આપણે બહુ ચોખ્ખી રીતે જાણવું જોઇએ.

મતલબ કે જેમ બાળકપણામાં અને જુવાનીમાં ઘણો ફેર છે, જેમકે બાળકોનું નિર્દોષપણું કયાં અને જુવાનીના વિકારો કયાં? તેમજ ઘડપણની નબળાઈ ને શરીરની ક્ષીણતા એ કયાં અને જુવાનીનો જોસ તથા જુવાનીનો વિકાસ એ કયાં? આવી રીતે જુવાની, ઘડપણ અને બાળકપણું એ ત્રણે સ્થિતિ એક એકથી તદ્દન જુદી અને બહુ ફેરફારવાળી હોય છે, છતાં પણ શરીરની એ બધી જુદી જુદી સ્થિતિઓમાં આત્મા એનો એ અને એકનો એકજ છે, તેમજ જુદી જુદી જાતના દેહમાં ગયા છતાં પણ આત્મા એનો એ હોય છે; કારણ કે દેહનો નાશ થાય છે, કાંઇ આત્માનો નાશ થતો નથી, માટે મરણનો અફસોસ ન કરવો જોઇએ. આ વાત વધારે ચોખ્ખી સમજાવવા માટે મહાત્મા શ્રી કૃષ્ણ ભગવાન વધારે ખુલ્લી રીતે કહે છે કેઃ—

**वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।**

**तथा शरीराणि विहाय जीर्णान्य यानि संयाति नवानि देही ॥अ० २ श्लोक० २२**

માણસો જુનાં લુગડાં તજી દઇને બીજાં નવાં લુગડાં પહેરે છે, તેમ જૂનાં શરીરો છોડી દઇને આત્મા બીજા શરીરોમાં જાય છે.

**સાંકડા થઇને ફાટી ગએલા જુના ડગલાને બદલે નવો ડગલો મળે તેમાં અફસોસ શેનો ?**

બંધુઓ ! પ્રભુ શું કહે છે એ તમે સમજ્યા ? પ્રભુ કહે છે કે, મરી જવું એ તો માત્ર કપડાં બદલવા જેવું છે,

અને તેમાં પણ વળી એ મુર્ખા છે કે, જૂનાં કપડાં તજીને બીજાં નવાં કપડાં પહેરવા મળે છે, અને જરા વિચાર તો કરો કે નવો ડગલો પહેરતાં કે નવી સાડી પહેરતાં તમને કોઇ દિવસ અફસોસ થાય છે? કહો કે નહીંજ, ત્યારે નવાં શરીરો લેવા સારૂ જૂનાં શરીર તજી દેતાં તમે કાં અફસોસ કરો? યાદ રાખજો કે જ્યારે આપણાં કપડાં બહુ ખરાબ થઇ જાય, પહેરવા લાયક રહે નહીં અથવા જ્યારે આપણું શરીર જાડું થઇ જાય ને કપડાં ટુંકા પડે ત્યારે આપણે જુનાં કપડાં તજી દઇએ છીએ; અને તેને બદલે આપણાં શરીરને બંધ બેસતાં થાય ને શોભા આપે તેવાં નવાં કપડાં પહેરીએ છીએ; તેમજ જ્યારે આપણો આ દેહ આપણા આત્માના વિકાસને માટે અગવડભર્યો લાગે ત્યારેજ પ્રભુ તે દેહનો નાશ કરે છે. અને તેને બદલે આત્માની ઉન્નતિ થઇ શકે તેવો નવો દેહ આપે છે. એ માટે આપણે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ, તેને બદલે આપણે મોતના ભયથી રોયા કરીએ છીએ. શોકો પાળ્યા કરીએ છીએ, અને જીવને બાળ્યા કરીએ છીએ, એ કેટલું બધું ખરાબ છે? એ કેટલું બધું પ્રભુનું અપમાન છે? એ કેટલું બધું ધર્મનું અજ્ઞાન છે? અને કેટલી બધી અશ્રદ્ધા છે? અને કેટલી બધી મુર્ખાઇ છે! જરા વિચાર તો કરો! જે બાબતને મહાત્માઓ ઉન્નતિ સમજે છે, જે બાબત ને પ્રભુ જીવોની ઉપર કૃપા કરેલી સમજે છે. અને જે બાબતને ધર્મ પોતાનું એક મુખ્ય અંગ ગણે છે. તે બાબતને બુરી સમજીએ છીએ ને એનો અફસોસ કર્યા કરીએ છીએ, એ કરતાં આપણી વધારે નાલાયકી બીજી કઇ! માટે આપણે સૌએ કદી પણ મોતનો અફસોસ ન કરવો જોઇએ. આત્મા અમર છે અને શરીરો નાશવંત છે. માટે દૈવ ઇચ્છાથી કુદરતી રીતે શરીરનો નાશ થાય તેમાં આત્માને કોઇ પણ જાતનું નુકશાન થતું નથી. પણ ઉલટું શરીરનો નાશ થવાથી આત્માને વધારે અનુકુળ આવે તેવું નવું શરીર મળે છે. તેથી મરણને લીધે આત્માની ઉલટી વધારે સારી રીતે અને વધારે જલદી ઉન્નતિ થાય છે. માટે મોતના ભયથી ન ડરવું જોઇએ. છતાં પણ આપણે સૌ મોતથી બહુજ ડર્યા કરીએ છીએ તેનું કારણ એજ છે કે, આત્માનું અમરપણું તથા આત્માનું અસલ સ્વરૂપ આપણે જાણતા નથી તેથી આપણને મરણનો અફસોસ થાય છે. પણ જો આત્માનું અમરપણું અને દેહનું ક્ષણભંગુરપણું બરોબર રીતે સમજાઇ જાય તો પછી મોતનો ઝાઝો અફસોસ થાય નહીં, માટે આત્માનું સ્વરૂપ સમજાવવા પ્રભુ કહે છે કે–

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतो यं पुराणो, नहन्यते हन्यमाने शरीरे ॥ अ० २ श्लो० २०

આ આત્મા કદીપણ જન્મતો નથી, કદીપણ મરતો નથી અને અગાઉ ન હોતો ને હમણાં થાય છે એમ પણ નથી, પણ એનો જન્મ વિનાનો છે, એ વધતો નથી, એ ઘટતો નથી. એમાં કાંઈ ફેરફાર થતો નથી એ સદાકાળ રહેનારો છે. એ અમરપણું છે અને શરીરનો નાશ થયા છતાં પણ એનો નાશ થતો નથી, છતાં પણ જો આપણે આવા ઉત્તમ સિદ્ધાંતોનો લાભ ન લઇએ અને માથે ચોરાળ ઓઢીને બાપના બાપને રડયા કરીએ તો એ કરતાં વધારે મુર્ખાઈ બીજી કઇ? માટે હવે આપણે આપણાં મનને મજબુત કરવું જોઇએ, અને આપણા ધર્મના આવા મહાન સિધ્ધાંતો પાળવાનું આપણામાં બળ આવે એવી આપણે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ, તેને બદલે માથે ઓઢીને ઓ, ઓ, ઓ, કરવામાં આવે અને ફિકમણા બેસણા કરવામાંજ રહી જઇએ છીએ એ કેટલી બધી દિલગીરી છે, એ જરા વિચાર તો કરો? જો એ વિચારીએ તો તરતજ આપણને એમ લાગે કે, કુદરતી રીતે મોત થાય અથવા ફરજ બજાવતાં મોત થાય તે માટે જરાપણ દિલગીર થવું ન જોઇએ. કે જરાપણ મોતનો ભય ન રાખવો જોઇએ. કારણ કે એમ કરવું એ પ્રભુનો હુકમ છે, આ બાબત વધારે ચોખ્ખી રીતે સમજાવવા પ્રભુની ઇચ્છા છે, કારણ કે પ્રભુ એમ સમજે છે કે, ઘણા માણસો આત્માનું આવું નિર્વિકારીપણું ને અમરપણું સમજી શકશે નહી, તેથી તેઓને સમજાવવા માટે વળી એક નવીનજ યુકિતથી જુદીજ રીતે કહે છે કે:-

**જે જન્મયું તે મરવાનુંજ, માટે મોતનો અફસોસ ન કરવો જોઇએ.**

अथ चैनं नित्यजातं, नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो, नैनं शोचितुमर्हसि ॥ अ० २ श्लो. २६.

હે અર્જુન ! કદી તું એમ માનતો હોય કે શરીરના જન્મની સાથે વારંવાર નવો આત્મા જન્મે છે, અને શરીરના

મરણની સાથે એ આત્મા પણ મરણ પામે છે તો પણ એનો શોક કરવો તને વાજબી નથી કારણ કે:-

जातस्य हि ध्रुवो मृत्यु र्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ अ० २ श्लो २७.

જે જન્મે છે તે જરૂર મરે છે અને જે મરે છે તે જરૂર ફરીથી જન્મે છે માટે જે બાબત કોઇથી પણ અટકાવી શકાય એવી નથી તેનો અફસોસ કરવો તને યોગ્ય નથી. એટલુંજ નહીં પણ,

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्त निधनान्यव तत्र का परिदेवना ॥ अ० २ श्लो २८

હે અર્જુન ? આ જગતના બધા જીવો તથા બધી વસ્તુઓ ઉત્પન્ન થયા પહેલાં ક્યાં હતી એવા જ્ઞાનને અભાવે જણાતું નથી, તેમજ નાશ પામ્યા પછી ક્યાં જશે એ પણ કાંઇ જણાતું નથી, માત્ર જન્મ અને મરણ વચેની હાલતમાંજ એ દેખાય છે, માટે એવી બાબતોમાં તે અફસોસ શેનો ? આ શ્લોકો કહીને પ્રભુ એમ સમજાવે છે કે, જે આત્મા તથા જે શરીર વારંવાર જન્મે અને વારંવાર મરે તેનો અફસોસ શા માટે કરવો જોઇએ ? કારણ કે જન્મવું અને મરવું એ એક મહા નિયમ છે. એ નિયમ કોઇથી ફરી શકતો નથી. એ બાબતોમાં માણસ પરાધીન છે. માટે જે બાબતમાં ગમે એટલા ઉપાય કર્યા છતાં કોઇ પણ રીતે પોતાનુંજ ચાલે નહીં તેવી બાબતોનો અફસોસ કરવો એ ડાહ્યા માણસોનું કામ નથી. બીજું પ્રભુ એમ કહે છે કે, આ જગતના બધા જીવો તથા બધી વસ્તુઓ ઉત્પન્ન થયા પહેલાં ક્યાં હતી એ અવધિ કે કેવળ જ્ઞાનને અભાવે કાંઇ જણાતું નથી. માત્ર જન્મ અને મરણ એ બેની વચ્ચેની હાલતમાંજ થોડો વખત એ બધું દેખાય છે, માટે એ બાબતમાં પણ આપણે પરાધીન છીએ તથા બીલકુલ અજાન છીએ, અને એમાં આપણું કલ્યાણ થઇ જાય એવી કોઇ વસ્તુ નથી, માટે જે બાબતમાં આપણે અજાન છીએ, પરાધીન છીએ, અને જેમાં આપણું ભલું થાય તેમ નથી એવી વસ્તુઓની તે આસક્તિ શા માટે રાખવી જોઇએ અને એવી બાબતનો અફસોસ શા માટે કરવો જોઇએ ?

# મ્હોતનો અફસોસ કરવો એ પ્રભુ સાથે લડાઈ કરવા બરાબર છે.

મ્હોતનો અફસોસ ન કરવા માટે એક મહાત્મા કહેતા કે કોઇ જિજ્ઞાસુનો છોકરો મરી ગયો તેથી તે બહુ અફસોસ કરવા લાગ્યો. તે માણસ પોતે બહુ સારો અને સમજુ હતો, પણ તેમ છતાં બચ્ચાં ઉપરના પ્યારને લીધે તેને બહુ લાગી આવતું તેથી તે બહુ અફસોસ કરતો, એ જોઇને તેને શાંત પાડવા સારૂ ને તેનો અફસોસ મટાડવા સારૂ તેની ઠરેલા સ્વભાવવાળી ભકિતમાન બાઇડીએ કહ્યું કે, આપણા ફળીઆમાં ફલાણી બાઇડી છે તે બહુ કજીઆખોર છે, અને સાવ ખોટે ખોટા કજીયા કરે છે, આજે તે મારી સાથે પણ લડી ત્યારે તે માણસે પુછ્યું કે તારી સાથે શા માટે લડી! તે સાંભળીને સ્ત્રીએ કહ્યું કે મારી પાસેથી તે બાઇ એક વસ્તુ ઉછીની માગીને લઇ ગઇ હતી, તે હું પાછી તેની પાસે લેવા ગઇ ત્યારે તે મારી સાથે કજીઓ કરવા મંડી, એ સાંભળીને તેના વરે કહ્યું કે અરર! એતો ઘણીજ ખરાબ બાઇડી! ઉછીની વસ્તુ માગી જાય અને પાછી તે આપવા ટાણે કજીયો કરે? એવું તે કયાંય ન હોય, હાય, હાય! એતો બહુજ ખરાબ બાયડી, એ બાયડી કોણ છે તે મને કહે તો ખરી! ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે, પ્રથમ આપણા ઘરની વાત વિચારો, પછી એ બાઇડીની વાત, આપણે છોકરા માટે મનમાં બહુ બહુ ઇચ્છા રાખતાં હતાં, ત્યારે કૃપા કરીને પ્રભુએ તે આપ્યો, અને જ્યારે તેની મરજી થઇ ત્યારે તે પાછો લીધો, એમાં તમે આટલો બધો અફસોસ શાનો કરો છો? એ પારકી થાપણ હતી, કાંઇ આપણી પોતાની ન હતી. માટે થાપણવાળો પોતાની થાપણ ઉપાડી લેય, તેમાં અફસોસ શેનો? આટલી વાર આપણી પાસે થાપણ તેણે રહેવા દીધી એ માટે તેનો ઉપકાર માનવો જોઇએ તેને બદલે આપણે અફસોસ કરીએ એ તેની સામે લડાઇ નહીં તો બીજું શું? અને એવું કામ કાંઇ તમારા જેવાં ડાહ્યા માણસને શોભે? એ સાંભળીને તે ભલો માણસ શરમાઇ ગયો, અને બાયડીને કહ્યું કે, શાબાસ, તેં મને બહુ સારી રીતે સમજાવ્યો છે. હવે હું અફસોસ નહીં કરૂં. એ પછી તેણે અફસોસ છોડી દીધો. બાઇઓ અને બ્હેનો! આપણે પણ આવા દાખલાઓ જોઇને તથા જાણીને આપણા જીવને સ્થિર કરતાં શીખવું જોઇએ, અને જેમ બને તેમ મનને મજબુત રાખી મરણનો ભય અને સગાં વહાલાંનો મોતનો અફસોસ ઓછો કરવો જોઇએ.

## જેમ મ્હોતના દુઃખનો વિચાર કરીએ છીએ તેમ મ્હોતના ફાયદાનો પણ વિચાર કરવો જોઇએ.

યાદ રાખજો કે આપણને જેની જેની ઉપર હેત પ્રીત છે, તે બધાં કાંઇ એકજ ઘડીમાં અને એકજ પળમાં સૌ સાથેને સાથેજ મરવાનાં નથી, પણ જરૂર સૌને આગળ પાછળજ મરવાનું છે. પછી કોઈ વહેલું ને કોઇ મોડું, પણ આગળ પાછળજ મરવાના છીએ, માટે જ્યારે આપણા સ્નેહીઓ આપણની અગાઉથી મરી જાય છે ત્યારે આપણને કુદરતી રીતે કેટલોક અફસોસ થાય એ સ્વાભાવિક છે, પણ તેમ છતાં આપણે આપણા મનને ખેંચવું જોઇએ, અને ધારણા રાખતાં શીખવું જોઇએ કારણ કે અફસોસ કરવાથી મરનારનું કલ્યાણ થતું નથી, તેમજ આપણા હકમાં પણ કાંઇ સારૂં થતું નથી, પણ અફસોસ કરવાથી મરનારને તથા અફસોસ કરનારને બંનેને બહુજ નુકશાન થાય છે. માટે આપણે જેમ બને તેમ અફસોસને દુર કરવો જોઇએ, અને જેમ આપણા સ્વાર્થ સારૂ મોતથી થયેલી ખરાબીઓનાજ વિચાર કર્યા કરીએ છીએ અને અફસોસ વધાર્યા કરીએ છીએ, તેમ અફસોસને દુર કરવા માટે મોતથી થતા ફાયદાઓનો પણ વિચાર કરવો જોઇએ. અને જો એ ફાયદાઓનો વિચાર કરીએ તો તુરતજ આપણને એમ લાગે કે, મોત આપણને ભયંકર લાગે છે એ વાત સાચી, છતાં પણ ઘણા માણસોને તે ઘણી જાતના દુખમાંથી છોડાવે છે, એટલુંજ નહિ પણ મોત એ ઉન્નતિ છે, માટે તેને શરણ થવું એ ધર્મ છે તેનો અફસોસ કરવો એ પાપ છે. માટે આપણે મોતનો અફસોસ ન કરવો જોઇએ.

## કુદરતી મોતની ખુબી.

શાસ્ત્રના હુકમથી, મહાત્માઓના ઉપદેશથી આપણા અંતઃકરણના અવાજથી, આપણી બુદ્ધિથી અને આજુ બાજુના સંજોગો તથા અનુભવો ઉપરથી આપણે જાણીએ છીએ કે, આપણે મોતનો અફસોસ ન કરવો જોઇએ; છતાં પણ હાલના વખતમાં સૌને થોડો ઘણો મોતનો અફસોસ થઇ જાય છે. તેનું કારણ એજ છે કે, આપણે સૌને એવીજ અસર થઇ ગયેલી છે. અને આપણા મનમાં એમજ ઠસી ગયેલું છે કે, મોતનું દુઃખ બહુજ મોટામાં મોટું ને ભયંકર છે, તેથી આપણે સૌ મોતના દુઃખથી ડર્યા કરીએ છીએ; અને એ ડરને લીધે આપણને મોતનો ભય લાગે છે, તથા મોતનો અફસોસ થાય છે. પણ

કુદરતી મરણમાં દુઃખ છે એવી જાતના વિચારજ ભુલ ભરેલા છે, કારણ કે મહાત્માઓ કહે છે કે, જેમ માના ખોળામાં રમતું રમતું બચ્ચું નિરાંતે સુઇ જાય તેમાં એને કોઇ જાતનું દુઃખ થતું નથી પણ ઉલટો તેમાં એક જાતનો આનંદ થાય છે. તેમજ જે કુદરતી મોત છે તેમાં પણ મરનારને કોઇ જાતનું દુઃખ થતું નથી શ્વાસ ઉપડતો નથી, તાવ આવતો નથી, નાડીઓ તુટતી નથી, જીવ ખેંબાકળો થતો નથી, મનમાં કાંઈ વેદના થતી નથી, ચહેરાનું રૂપ બદલાતું નથી. અને કોઇ પણ જાતની દુઃખની લાગણી થતી નથી, પણ જાણે મઝેની શાંત મીઠી ઉંઘ આવી ગઇ હોય તેવી રીતે કુદરતી રીતે મરણ થાય છે. પણ હાલના વખતમાં આપણે આવી જાતના મરણો જોતા નથી. પણ એને બદલે ઉલટાં બહુ દુઃખી થતાં હોય તેવાંજ મરણો આપણે જોઇએ છીએ. જેમકે, મરતી વખત કોઇને સન્નિપાત થાય છે, કોઇને ઝાડો પેશાબ થઇ જાય છે, કોઇનું મડા મોં બની જાય છે, કોઇ તદન અશકત થઇ જાય છે, કોઇની નાડીઓ તુટે છે, કોઇનો જીવ ગભરાય છે, કોઇને કોઇ પણ જાતનું ભાન રહેતું નથી, અને કોઇને ધડકો ઉપડે છે. આવાં આવાં ઘણી જાતનાં દુઃખનાં ચિન્હો મરણ વખતે થતાં આપણે નજરે જોઇએ છીએ, તેથી આપણને એમ લાગી જાય છે કે, મોતમાં દુઃખજ છે, અને એમ સમજીને આપણે મોતથી ડર્યાં કરીએ છીએ. પણ યાદ રાખજો કે, આવાં જે મરણો થાય છે તે મરણ કાંઇ કુદરતી નથી, પણ એ મરણ આપણે ખરાબ રીતે જીંદગી ગાળીએ છીએ તેના ફળ રૂપે છે. માટે એવા મરણની કાંઇ કુદરતી મરણની સાથે સરખામણી થઇ શકે નહીં.

## આપણે કુદરતી મોતનો આનંદ ભોગવી શકતા નથી તેનાં કારણો.

યાદ રાખજો કે, આજના વખતમાં આપણા લોકોમાં જેમ મહા દુઃખ ભોગવતે અને દુઃખમાં રીબાતે રીબાતે મરણ થાય છે તેમ અસલના વખતમાં પવિત્ર ઋષિઓ કાંઇ એવા મ્હોતે મરતા નહોતા, પણ તેઓ તો માના ખોળામાં બચ્ચું શાંતીથી ઉંઘી જાય તેવી આનંદદાયક રીતે કુદરતી મ્હોતથીજ મરતા હતા; અને તે પણ ઓચિંતા નહીં, પણ પુરતી હુશીયારીથી, મન ઠેકાણે રાખીને, સમજણ પુર્વક, જાણે પરદેશ જતા હોય તેવી રીતે સૌને ભરભલામણ કરીને પછી શાંતિથી પ્રભુનું નામ જપતે

જપતે અને ધ્યાન ધરતે ધરતે મરતા હતા. તેથી તેઓને પોતાનું મ્હોત જૂનાં લૂગડાં તજીને બીજાં નવાં લૂગડાં પહેરવા જેવું લાગતું હતું, પણ એને બદલે હાલમાં આપણને મ્હોત દુઃખરૂપી થઇ પડ્યું છે, તેનું કારણ એજ છે કે, જેવું શાંતિવાળું, જેવા ઉંચ હેતુઓવાળું, અને જેવું પવિત્રતાવાળું કુદરતી જીવન જીવવું જોઇએ, તેવા જીવનમાં આપણે જીવી શકતા નથી, પણ આપણે તો બનાવટી રીતે જીંદગી ભોગવીએ છીએ. જેમકે, જીંદગીને જરૂર ન હોય તેવી ચાહ, કોફી, તંબાકુ સોપારી તથા દારૂ વિગેરે ચીજો વાપરીએ છીએ. જીંદગીને જરૂર ન હોય તેવાં તેલ, મરચાં, આંબલી, હિંગ વિગેરે મસાલાઓ વિના કારણ માત્ર સ્વાદને ખાતરજ હમેશાં જેમ બને તેમ વધારેમાં વધારે વાપરીએ છીએ, અને જે ચીજોનો માત્ર જરૂર પડે ત્યારેજ—કોઇક વખત—દવા તરીકેજ ઉપયોગ કરવો જોઇએ, તેવી ચીજોને પણ આપણે આપણા રોજના ખોરાક તરીકે વાપરીએ છીએ. જે તાજી હવાનો, સાદા ખોરાકનો, જાત મહેનતનો તથા સ્વતંત્ર જીંદગી ગાળીને પોતાના હાથની મહેનતથી કમાયેલી પવિત્ર રોટલી ખાવી જોઇએ તેને બદલે આપણા ધંધામાં ધાલમેલ, આપણા વ્યવહારમાં ગોટાળા, આપણા વિવેકોમાં પોલમપોલ, આપણું નીતિશાસ્ત્ર અધુરૂં આપણે હાલમાં પાળીએ છીએ. તે ધર્મ આપણને અનંતતામાં, ઉડવાની પાંખો આપવાને બદલે આપણા હાથ પગ બાંધી રાખે તેવો, અને ભયભીત અફસોસ તથા માનસિક વિકારો અને પરાધીનતા કે જે ઉતમ જીવનમાં બિલકુલ હોવાજ ન જોઇએ, તે આપણા જીવનમાં પડેપડમાં ગુંથાઇ ગયેલાં છે, એટલે આપણે કુદરતી મોતનો આનંદ કયાંથી ભોગવી શકીએ? નજ ભોગવી શકીએ. અને ન ભોગવી શકીએ તેમાં કાંઇ નવાઇ નથી, કારણ કે ઉપર મુજબના બનાવટી જીવનમાં આપણે જીવીએ છીએ, તેથી દુઃખ ભરેલાં બનાવટી મ્હોતમાં આપણે મરીએ છીએ. માટે જો આપણે આપણું મોત સુધારવું હોય તો કુદરતી મોતે મરવા સારૂ પ્રથમ કુદરતી જીવનમાં આપણે જીવતાં શીખવું જોઇએ, અને બનાવટી બંધનો, બનાવટી પોશાકો, બનાવટી ખોરાકો તથા બનાવટી રીતભાતોથી અને બહારની બનાવટી વિદ્યાઓથી આપણે બચવું જોઇએ તથા પવિત્ર સાદી જીંદગી ગાળતાં શીખવું જોઇએ. જો એમ કરી શકીએ તો મોતનો ડર અને મોતનો અફસોસ એની મેળે મેળેજ ઘણોએ ઓછો થઇ જાય. માટે મોતના ભયમાંથી બચવા સારૂ સાદી અને પવિત્ર જીંદગી ભોગવાય એમ કરો.

# આપણે જીવવાની દરકાર રાખીએ છીએ પણ મ્હોત સુધારવાની દરકાર નથી તેથી આપણને મોતનો અફસોસ થાય છે.

આપણને મોતનો બહુ અફસોસ થાય છે. તેનું એ પણ એક કારણ છે કે આપણે જીવવાની બહુ પ્રબળ ઇચ્છા રાખીએ છીએ ને તે મ્હોટા બંધનરૂપ થઇ પડે છે; અને તે પણ કાંઈ ઉચ્ચ હેતુથી નહીં પણ માત્ર નજીવા મોજશોખ ભોગવવા સારૂ કરીનેજ આપણે વધારે જીવવાની ઇચ્છા રાખીએ છીએ. કુદરતના નિયમો પાળ્યા વિના કુદરતની સામે થઇને આપણે વધારે જીવવાની ઇચ્છા રાખીએ છીએ. અને આ જીંદગીમાં ઇંદ્રિયોનાં સુખો ભોગવી લેવાનાંજ ફાંફાં માર્યા કરીએ છીએ પણ જે ખરૂં સુખ છે.જે અનંતકાળ ટકી શકે તેવું સુખ છે.અને જે ક્ષણે ક્ષણે વધતું વધતું જાય તેવું સુખ છે. તે આત્મ સુખ મેળવવાની આપણે દરકાર રાખતા નથી, તેથી મોતની કિંમત આપણે સમજતા નથી. અને આમ હોવાથી જીવવા માટે આપણે જેટલી તજવીજ કરીએ છીએ તેનો એક હજારમો ભાગ પણ આપણે આપણું મ્હોત સુધારવાની તૈયારી કરતા નથી, તેથી આપણને મોતનો વધારે અફસોસ થાય છે. પણ જેમ જીવવાની ઇચ્છા કુદરતી છે, એમ સમજીને વધારે જીવવા સારૂ જેમ મહેનત કરીએ છીએ તેમજ મોત એ પણ કુદરતી છે, અને તે કોઇને પણ છોડે એમ નથી, માટે જેમ જીંદગીમાં સુખ મેળવવાની મ્હોટા પાયા ઉપર દોડાદોડી કરીએ છીએ તેમજ આપણું મોત સુધારવા માટે જો થોડીક પણ કાળજી રાખી હોય તો આપણને મ્હોતનો હાલના જેટલો ભય લાગે નહીં, માટે જો આપણે મોતનો ભય અને મોતનો અફસોસ ઓછો કરવો હોય તો જેમ વધારે જીવવાની તજવીજ કરીએ છીએ તેમજ મોત સુધારવાની પણ કાંઈ તજવીજ કરવી જોઇએ અને જેટલે દરજ્જે એ તજવીજ વધારે રીતે થાય તેટલે દરજ્જે મોતનો ભય અને મોતનો અફસોસ ઓછો થાય છે. માટે યાદ રાખજો કે જગતની આસક્તિમાં અને ઇંદ્રિયોના સુખોમાં બહુ રચી પચી રહેવાથી મ્હોતનું દુઃખ વધારે થાય છે. અને એ આસક્તિ ઓછી રાખી ભગવદ્ ઇચ્છાને આધીન થઇ અગાઉથીજ મોત સુધારવાની કાળજી રાખવાથી મોતનો ભય અને મોતનો અફસોસ ઘણે દરજ્જે ઓછો કરી શકાય છે. માટે બની શકે એટલા એ નિયમો પાળવાની પણ ખાસ જરૂર છે.

# જેઓ પોતાની ફરજ બજાવીને મરતા હોય તેઓને મ્હોતનો અફસોસ થતો નથી.

આપણને મોતનો અફસોસ થાય છે તેનું મુખ્ય કારણ એ છે કે આપણા મોતો અશક્ત, નિરાધાર, દુઃખીયારી રંડીરાંડોના જેવાં પથારીમાં પડ્યે પડ્યે દુઃખો રડતાં રડતાં અને અરરર ઓય ઓય કરતાં નમાલાપણે મોત થાય છે. તેથી આપણને મોતનો અફસોસ થાય છે, પણ જો ઉપયોગી રીતે આપણાં મોત થાય તો આપણને મોતનો અફસોસ થાય નહીં; કારણ કે ઉપયોગી રીતે અને પરમાર્થને માટે મરવા સારૂજ આપણી જીંદગી છે, માટે જે મહાત્માઓ ધર્મને અર્થે મરે છે, જે બહાદુર વીર પુરૂષો પોતાના દેશના કલ્યાણને અર્થે મરે છે, જે સતી સ્ત્રીઓ પતિ પ્રેમને અર્થે બળી મરે છે, જે ભલા માણસો પોતાના બંધુઓના સુખને અર્થે પોતાની જીંદગીનો ભોગ આપે છે, જે ડાહ્યા માણસો પરમાર્થનાં કામો કરવામાં પોતાની જીંદગી ઘસી નાખે છે, જે શોધકો નવીન શોધો કરવા પાછળ રાત દહાડો પોતાના ભેજાને કસ્યા કરે છે, જે દેશ દાઝકો પોતાના દેશની કલ્યાણની યોજનાઓ પાછળ મસ્ત થઇને મંડયા રહે છે, અને જે હરિજનો પરમાત્મા સાથે પોતાનો તાર જોડી રાખે છે, અને એમાંજ લયલીન થઇ જાય છે તેઓને મોતનો ભય લાગતો નથી. અને એવી કોઇ પણ રીતે ઉપયોગી જીંદગી ગાળીને જગતની સેવા કરતે કરતે જે માણસો મરે તેઓને મોતનો ભય લાગતો નથી, પણ તેઓને અંતકાળ વખતે પોતાના અંતરમાંથી એક જાતનો મોટામાં મોટો એ દિલાસો રહે છે કે અમે અમારી જીંદગીની સાર્થકતા કરીને મરીએ છીએ, અમે અમારી ફરજ બજાવીને મરીએ છીએ, અમે અમારા પ્રમાણમાં જગતમાં કાંઇક કામ કરીને મરીએ છીએ, અને અમે અમારા બંધુઓની તથા અમારા પ્રભુની સેવા કરીને મરીએ છીએ. માટે અમારા મોતમાં પણ અમોને આનંદ છે, આવી રીતે જે માણસોને પોતાના અંતઃકરણમાંથી લાગતું હોય તેને મોતનો અફસોસ થતો નથી, પણ જે માણસોએ પોતાની જીંદગી જગતને ઉપયોગી થયા વિના પોતાના સ્વાર્થમાંજ ગાળી હોય, અને મલીન વિચારોમાંજ મનને રમાડયા કર્યું હોય, અને કોઈ પણ રીતે પોતે પોતાના આત્માનું કે પોતાના બંધુઓનું ભલું ન કર્યું હોય તેવા માણસોને મોત ખાસ દુઃખરૂપ થઇ પડે છે, માટે જો મોતના દુખમાંથી છુટવું હોય, મોતના ભયમાંથી છુટવું હોય અને વળી મોતના અફસોસમાંથી છુટવું હોય તો રૂડી રીતે જીંદગી ગુજારતાં અને કોઇને પણ ઉપયોગી થતાં શીખો, કોઇને પણ ઉપયોગી થતાં શીખો.

**પ્રથમ ભાગ સંપૂર્ણ.**

# દ્વિતીય ભાગ. મૃત્યુ સુધારસ.

## બે દિનના મેમાન. (કાફી).

અમે તો આજ તમારા બે દિનના મેમાન, સફળ કરો આ સહજ સમાગમ. સુખનું એજ નિદાન. ટેક.
આવ્યા જેમ જશું એ રીતે, સર્વે એક સમાન; પાછા કોઇ દિને નહી મળીએ, કયાં કરશો સન્માન. અમે.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મ રાખી ધ્યાન; સંપી સદ્‌ગુણ સેવજો દેજો, દુર કરી અભિમાન, અમે.
ક્લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન, હોય કશી કડવાશ અમારી; તો પ્રિય કરજો પાન. અમે.
કેશવ હરિએ કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન; તત્વે તાન રહે છે તેને, થાય ન જરીએ જ્ઞાન. અમે. (કેશવકૃતિ)

Traveller, must you go ? (2)

Is the time for your parting come ? Traveller, must you go ?
We have not bound your feet with our entreating arms.
Your doors are open. Your horse stands saddled at the gate.
If we have dared to bar your passage it was but with our songs.
Did we ever try to hold you back it was but with our eyes.
Traveller, we are helpless to keep you. We have only our tears. (R. TAGORE.)

## મોહજાળ તોડવા વિષે. ( શાર્દુલ વિક્રીડિત છંદ )

મેડી માળ મહેલ અશ્વ ગજને મુકી જવું એકલા, સંબંધી જનસ્વાર્થે અર્થી સઘળા અંતે રહે વેગળા;
વાડી ખેતર બંગલા બની વળી, છાજે છજા ગોખલા, જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા; ૧

બાળી ન્યાલ થયો ભલે ભુવન તું રાચીશમાં રોજમાં, આયુઃ ચંચળ ચેતજે પળ પળે છીજે તને છોડવા;
પુત્રાદિ પરિવાર સાર સમજી શાને પડયો મોજમાં ? જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા; ૨
શી તારી અતિમંદ આ શિથિલતા મારી ગઇ છે મતી ? ધાર્યું ધુળ થશે સહુ ખલકમાં શકિત કરોને છતી;
પારાધી કદી આવીને પકડશે સંતાય કયાં સોડમાં, જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા, ૩
ગાઢા બંધન પાસમાં ફસી પડયો ઉપાય શોધી કરો, છુટો છુટી શકાય જો કળ બળે છુટે થકી છુટકો:
બાજી છે હજી હાથ ઉઠ મુરખા ખામી ખરી ખોળવા, જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. L. L. ૪

## વીર વંદન (અમારી ગુણવંતી ગુજરાત—એ રાગ.)

જયવંતા પ્રભુ વીર અમારા, જયવંતા પ્રભુવીર, શાસન નાયક ધીર, અમારા જયવંતા પ્રભુ વીર.
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્વ રસે ભરપૂર: તેમાં નાહતાં તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર. અમારા.
સાત્વિક ભાવે જેહ પ્રકાસ્યું, વાસ્તવિક તત્વસ્વરૂપ; આસ્તિકતામાં રમીએ તેથી, આનંદ થાય અનુપ. અમારા.
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યાં છે બહુ ફુલ; સુગંધી વાયુની સરસ લહેરથી, અમે છીએ મશગુલ, અમારા.
આપ વિશાળ વિચાર ભૂમિએ, ઉગ્યાં કલ્પ અંકુર, રસભર તેનાં ફળ ચાખીને, રહીશું આપ હજુર. અમારા.
નામ આપનું નિશદિન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર: તેની ખાતર પ્રાણ અર્પવા, અમને છે મંજુર, અમારા.
માર્ગ બતાવ્યા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર, અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર. અમારા.
ચરણ આપનું શરણ હમારે, મરણ જન્મ ભય દુર; રત્નચંદ્ર જેમ લોભી ચાતક, તમ દર્શન આતુર અમારા.
(શતાવધાની પંડિત મુનિશ્રી રત્નચંદ્રજી)

## ચઉવીસંથો. ( ચતુર્વિંશતિસ્તવ: )

આવું ધાર્મિક વાંચવા સાંભળવાનું શરૂ કરતાં ચઉવીસંથો ચાર લોગસ્સનો કાઉસગ કરી પછી વાંચવાનું શરૂ કરવું.

# પ્રારંભે પ્રભુ પ્રાર્થના.

શ્રીશ્રમણ શ્રીશ્રી ભગવંત શ્રીશ્રી મહાવીર દેવ, દેવાધિદેવ, પરમતારૂ, પરમવારૂ, દયાનિધિ, કરૂણાસાગર, ભાનુ ભાસ્કર જીવદયા પ્રતિપાલ્ક, કર્મશતરૂના કાળ, મહા માહણ, મહા ગોવાળ, પરમ નિર્યામક, પરમદેવ, પરમ ગારૂડી, પરમ સનાતન. અનાથના નાથ, અશરણના શરણ, અબંધવના બંધવ, ભાગ્યાના ભેરૂ, સંત ઉદ્ધારણ, શિવસુખકારણ, રાજરાજેશ્વર પુરૂષ, હંસ પુરૂષ, સુપાત્ર પુરૂષ, નિર્મળ પુરૂષ, નિઃકલંકી પુરૂષ, નિર્મોહી પુરૂષ, નિરવિકારી પુરૂષ, ઇચ્છા નિરોધ તપસ્વી, ચોત્રીશ અતિશયે કરી વિરાજમાન, પાંત્રીશ, પ્રકારની સત્ય વચન વાણી ગુણે કરી સહિત, એક હજાર આઠ ઉત્તમ લક્ષણના ધરણહાર, શ્રી શ્રી સિદ્ધાર્થ વંદન, ત્રયજગવંદન, અઘમલ ભંજન, ભવ ભય ભંજન, અરીદલ ગંજન, પાપદુઃખ નિકંદન, ક્ષમા દયાએ કરી શિતળ શિતળ ચંદન, દિનદયાળ, પરમમયાળ, પરમકૃપાલ, પરમપવિત્ર, પરમસજ્જન, પરમમિત્ર, પરમવલ્લેશ્વરી: પરમહિતવંછક, પરમ આધાર, સફરી જહાજ સમાન, જગતત્રાતા, જગતમાતા, જગતભ્રાતા, જગતજીવન, જગત સોહન, જગત મોહન, જગત પાવન, જગતભાવન, જગત ઇશ્વિર, જગતવીર, જગતધીર, જગતગંભીર, જગત ઇષ્ટ, જગત મિષ્ટ, જગતશિષ્ટ, જગત દીપક, જગત રક્ષક, જગત પ્રકાશક, જગતનાથ, જગત લોચન, જગત મિત્ર, જગત વિભુ, જગત પ્રભુ, જગત મુકુટ, જગત પ્રકટ, જગત નંદન, જગત વંદન, ચોદરાજ લોકને વિષે ચુડામણિ મુકુટ સમાન, ભવ્ય જીવના હૃદયના નવસરા હાર, શિયલના પુંજ, જગત શિરોમણિ, ત્રિભુવનતિલક, સમવસરણના સાહેબ, સરસ્વતીના તુરંગ, ગણધરના ગુરૂ રાજ, છકાયના છત્ર, ગરીબના નવાજણહાર, મોહના ધરંટ, વાણીના પદ્મસરોવર, સાધુના સેહરા, લોકના અગ્રેસર, અલોકના સાધનહાર, ત્રાસિતશરણાગત, મોક્ષના દાનેશ્વરી, ભવ્યજીવના લોચન, સંતાપના મેરૂ, સુજશના કમળ, સુખના સમુદ્ર, ગુણના હંસ, શબ્દના કેશરી, જમના જીતણહાર, કાળના ભક્ષણહાર, મનના અંકુશ, મનુજના કલ્પવૃક્ષ, સમદ્રષ્ટિના માતપિતા, ચતુર્વિધ સંઘના ગોવાળ, ધરતીના ઇંદ્રધ્વજ, આકાશના સ્થંભ, મુક્તિના વરરાજા, કેવળના દેણહાર, ચોસઠ ઇંદ્રના વંદનિક, પૂજનિક, અર્ચનિક, સ્મરણિક, એવા દીનોદ્ધાર, દીનબંધુ, દીનઆધાર, સબ

દેવનકા દેવ, સર્વ મુનિના નાથ, સર્વ યોગીના ઠાકોર, તરણતારણ, દુઃખ નિવારણ, અધમ ઉધ્ધારણ, ભવદુઃખ ભંજન, સમતાના સિંધુ, દયાના સાગર, ગુણના આગર, ચિંતામણિ રત્ન સમાન, પાર્શ્વમણિ સમાન, કામદુધા ધેનુ સમાન, ચિત્રાવેલ સમાન, મોહનવેલ સમાન, અમૃતરસ કુંભસમાન, સુખના કરણહાર, દુઃખના હરણહાર, પાપમળ તિમિરના ટાળણહાર, ચંદ્રમાનીપરે શિતળ દશાના ધણી, સુર્યનીપરે ઉદ્યોતના કરણહાર, સમુદ્રનીપરે ગંભીર, મેરૂનીપરે અડોલ, વાયુનીપરે અપ્રતિબંધ વિહારી, ગગનનીપરે નિરાલંબી, મારવાડી વૃષભ ધોરી સમાન, પંચાનન કેસરી સમાન, એવા લોકોત્તર પુરૂષ, અભયદાતા, ચક્ષુદાતા, માર્ગદાતા, એવા ચરમ જિનેશ્વર જગધણી, જિનશાસન શણગાર: ભાવ ધરીને વાંદતાં, પામી જે ભવપાર.

તત્વાનંદી, તત્વ વિશ્રામી, અનંત ગુણના ધણી, અલક્ષ ગુણના ધણી, અનંત બળના ધણી, અનંત રૂપના ધણી, અનંત તેજના ધણી, અનંત અવ્યાબાધ આત્મિક સુખના ધરણહાર, સફળ નામને સફળ ગોત્રના કરણહાર, મહણો મહણો શબ્દના પ્રકાશણહાર, અહો ભવ્ય જીવો, જો કોઇ જીવને હણશો તો હણાવા પડશે, છેદશો તો છેદાવાં પડશે, ભેદશો તો ભેદાવાં પડશે, કર્મ બાંધશો તો ભોગવવાં પડશે, એવા મહણો મહણો શબ્દના પ્રકાશના કરણહાર, સમણે ભગવં મહાવીરે, ઉપન્ન નાણ દંસણ ધરે, અરહાજીણ કેવળી, અપડીસાવી કેતાં અનાશ્રવી પુરૂષ, તે પ્રભુજીના ગુણ કહ્યામાં ન આવે, ભવ્યામાં ન આવે, વર્ણવ્યામાં ન આવે, એવા અકલ સ્વરૂપી, અવિગત સ્વરૂપી: જીનેશ્વર દેવ, તે પ્રભુએ સાડાબાર વરસ અને પંદર દિવસ મહા મહેનત કરી ઉગ્રકરણી કમાણી કરી, મહા તપ તપી, કર્મને ટાળી, કર્મને બાળી, કર્મને પ્રજાળી, કર્મને દુર છંડી. કર્મના દેણાં દઇ, કર્મથી નીકરજા થઇ, કેવળ શ્રી વરી, આત્મદશા પ્રકટ કરી, જીનેશ્વર દેવ, વિતરાગ દેવ મોક્ષ નગરીએ પધાર્યા. પણ જગતવાસીજંતુ જીવને ઉપકાર નિમિત્તે, શાતા નિમિત્તે, કલ્યાણ કરવા નિમિત્તે ભવ્ય જીવનાં દુઃખ મટાડવા નિમિત્તે ચાર ગતિ ચોવીસ દંડક ચોરાસી લક્ષ જીવા જોનીને વિષે જીવ જે વેદના સહન કરે છે તે મટાડવા માટે પરમેશ્વર દેવે સિદ્ધાંતરૂપ વાણી લાણી ભાવ ભેદ દષ્ટાંત વિસ્તારપણે વર્ણવ્યા છે. તેમાં આર્તધ્યાન રૌદ્રધ્યાન ન ધરવા વિષે ઘણું કહ્યું છે. તેમના કથનમાંથી બિંદુ માત્ર અહીં બાલ ભાષામાં કહેવાનું મન છે તે ગુરૂ કૃપાથી કહીશ.

# આલોયણા—લાગેલા દોષો માટે પશ્ચાત્તાપ.

શ્રી શ્રમણ ભગવંત તમારી સાખે, શ્રી ગુરૂજીની શાખે, આત્માની સાક્ષીએ પાપની માફી માગું છું. પાપોથી મુક્ત થવા માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં અતિચારાદિ જે કોઇ દોષ લાગ્યા હોય ને મુળ ગુણ, ઉત્તર ગુણની કંઇ વિરાધના થઇ હોય તો તે સર્વે પાપો શ્રી શ્રમણ ભગવંત આપની, ગુરૂજીની તેમજ આત્માની સાખે આલોઉં છું.

ણમોઅરિહંતાણં ણમોસિદ્ધાણં, ણમો આયરિયાણં, ણમો ઉવજ્ઝાયાણં, ણમોલોએ, સવ્વસાહુણં.

તિક્ખુતો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, કલ્લાણં, મંગળં, દેવીયં, ચેવીયં પજ્જુવાસામિ.

પછી ઇરિયા વહીનો, ને તસ્સઉત્તરીનો પાઠ કહેવો. ઇરિયાવહીનો કાઉસગ્ગ કરાવવો કે કરવો.

પછી લોગ્ગસનો પાઠ કરી ત્રણ નમોથ્થુણં કહેવાં.

## પછી જ્ઞાનાચારના ૧૪ અતિચાર આલોવવા.

| | | |
|---|---|---|
| જ્વાઇદ્ધં | = | સૂત્ર આઘાં પાછાં બોલવાથી |
| વચ્ચામેલિયં | = | ,, ઉપયોગ શુન્ય ,, |
| હીણખ્ખરં | = | હીણ અક્ષરે ,, |
| અચ્ચખ્ખરં | = | અધિક ,, ,, |
| પયહીણં | = | પદહીણા ,, |
| વિણયહીણં | = | વિનય વિના ,, |
| જોગહીણં | = | જોગહીણા ,, |
| ઘોસહીણં | = | શુદ્ધ ઉચ્ચારવિના ,, |
| સુઠ્ઠુદીન્નં | = | અવિનીતને સૂત્ર જ્ઞાન દેવાથી |
| દુઠ્ઠુપડિછિયં | = | પ્રમાદ સહિત ,, |
| અકાલે કઉસઝઝાયો | = | ચાર અકાળે સ્વાધ્યાય કરવાથી |
| કાલેનકઉસઝઝાયો | = | કાળે સ્વાધ્યાય ન ,, |
| અસજ્ઝઝાયે સજ્ઝાયં | = | બત્રીસ અસજ્ઝાયમાંની કોઇ અસઝાયમાં સઝાય કરવાથી. |
| સઝાયેન સઝાયં | = | સઝાયને વખતે સઝાયન કરવાથી. |

એમ ચૌદ અતિચાર લાગ્યા હોય, જ્ઞાનવંત પુરૂષનો વિનય સાચવ્યો ન હોય, તેની નિંદા કુથલી દ્વેષ કર્યો હોય, જ્ઞાન મેળવનારને કાંઇ અંતરાય પાડયો હોય એમ જે કંઇ જ્ઞાન સંબંધી દોષ લગાડયા હોય તે સર્વે અનંત સિદ્ધ કેવલી ભગવંતની સાખે તસ્સ મિચ્છામિદુક્કડં.

## પછી દર્શનાચારમાં જે દોષ લાગ્યા હોય તે આલોઉં છું.

શંકા=જીન વચન—શાસ્ત્ર વચનમાં શંકા કરી હોય.
કંખા=બીજા મતની આકાંક્ષા કરી હોય.
વિતિગચ્છા=ધર્મ કરણીના ફળનો સંદેહ આણ્યો હોય.
પરપાખંડ પ્રશંશા=મિથ્યાત્વ મતનાં વખાણ કર્યા હોય.
પરપાખંડ સંથવો=મિથ્યાત્વીનો પરિચય—સંગ કર્યો હોય.

ધર્મ નિમિતે કોઇ પણ પ્રકારનું મિથ્યાત્વ સેવ્યું હોય, સમકીતી જનો ઉપર દ્વેષ આણ્યો હોય, અનંતાનુબંધી કષાયની ચોકડીમાંના કોઇને લીધે સમ્યકત્વ વિરૂધ્ધ આચરણ આચર્યું હોય વગેરે જે કોઇ દોષ, દર્શન—સમકીતના વિરૂધ્ધ આચર્યો હોય તો શ્રી કેવળી ભગવંત તમારી સાખે વોસરાવું છું તે અવશ્ય મિચ્છામિદુક્કડં.

હવે ચારિત્રાચાર એટલે બાર વ્રતમાં કોઇ અતિચાર લાગ્યા હોય તે આલોઉં છું.

## પહેલા વ્રતમાં.

બંધે=કોઇ પણ પ્રાણીને ગાઢે બંધણે બાંધ્યા હોય,
વહે=નિષ્ઠુર પરિણામે માર માર્યો હોય,
છવિછેએ=અંગોપાંગ છેદ્યાં હોય,
અઇભારે=અતિ ભાર ભર્યો હોય,
ભત્ત પાણું વિવચ્છેએ=કોઈ પણ જીવને ખોરાક પાણીનો અંતરાય પાડ્યો હોય, .

જતના વગર કોઇ ચીજને વાપરી હોય કે સારંભ સમારંભ કર્યા હોય ને કોઇને દુઃખ દીધું હોય, તો શ્રી કેવળી ભગવંત તમારી સાખે તસ્સમિચ્છામિદુક્કડં.

## બીજા વ્રતમાં.

સહસ્સા ભખાણે=ધ્રાસકો પડે તેમ કે અણવિચાર્યું બોલાયું હોય,
મોસોવએસે=મૃષા ઉપદેશ કર્યો હોય,
રહસા ભખાણે=છાનું છતું કર્યું હોય.
સદારમંતભેએ=સ્ત્રી મિત્રોના મંત્ર ખુલ્લા કર્યા હોય,
કુડલેહકરણે=ખોટા લેખ લખ્યા હોય,

એમ માણસ, પશુ, જમીન, થાપણ વગેરે સંબંધમાં જુઠું બોલાયું હોય તો શ્રી કેવળી ભગવંત તમારી સાખે તસ્સમિચ્છામિ દુક્કડં.

## ત્રીજા વ્રતમાં.

તેણાહડે=ચોરાઉ વસ્તુ લીધી હોય,
તક્કરપઓગે=તસ્કરને મદદ દીધી હોય,
વિરૂદ્ધરજ્જાઇક્કમે=રાજ્ય વિરૂદ્ધ કીધું હોય ( દાણ ચોરી વગેરે રાજાએ મના કરેલા ગુન્હા કર્યા હોય તે ),
કુડતુલ્લ કુડમાણે=ખોટા તોલા, ખોટા માપાં રાખ્યાં હોય.
તપડીરૂવગંવવહારે=વસ્તુ ફારફેર કરી આપી હોય ( સારી દેખાડી નરસી આપી હોય. )

## ચોથા વ્રતમાં.

ઇતિરિયપરિગહિયાય ગમણે=પોતાની પરણેલી પણ નાની હોય તોએ ગમન કીધું હોય.
અપરિગ્ગહિયાગમણે=પોતાની સ્ત્રીને પરણ્યો નથી તે અગાઉ ગમન કરે.
અનંગ ક્રીડા=કોઇ અન્ય અંગે ક્રીડા કરી હોય.
પરવિવાહકરણે=બીજાઓના વિવાહ મેળવી આપ્યા હોય.
કામભોગેસુ=કામભોગ માટે
તિવ્વાભિલાસા=તીવ્ર અભિલાષા રાખી હોય.

## પાંચમા વ્રતમાં.

ખેત વત્થુ = ઉઘાડી જમીનનું તથા ઢાંકી જમીનનું,
પમાણાઇક્કમે=પ્રમાણ અતિક્રમ્યું હોય–મર્યાદા ઓલંગી હોય,
ધણધન્ન પ્રમાણાઇક્કમે=ધનધાન્યનું પરિમાણ તોડયું હોય,
કુવીય પમાણાઇક્કમે=ઘર વખરીની મર્યાદા ઓળંગી હોય,

હિરણ્ણ = રૂપા
સુવણ્ણ = સોનાની
પમાણાઇક્કમે= મર્યાદા ઓળંગી હોય,
દુપદચઉપદપમાણાઇક્કમે=દુપદચોપદનું કરેલું પ્રમાણ તોડયું હોય,

## છઠા વ્રતમાં.

ઉડ્ઢદીસી પમાણાઇક્કમે=ઉંચી દિશાનું પ્રમાણ અતીક્રમ્યું
હોય, મર્યાદા ઓળંગી હોય
અધોદીસી પમાણાઇક્કમે=નીચી દિશાનું પ્રમાણ તોડયું હોય,
તિરિયદિસિ પમાણાઇક્કમે=પૂર્વ, ને પશ્ચિમાદિ દિશાની મર્યાદા

ઓળંગી હોય
ખેતવુઢી=ખેતર જમીન વૃદ્ધી=એક દિશા ઘટાડીને
બીજી દિશા વધારી હોય,
સઈ અંતરધાએ=સંદેહ પડયા છતાં આગળ ચાલ્યો હોય,

## સાતમા વ્રતમાં.

સચિતાહારે=સચિતનો આહાર કર્યો હોય,
સચિત પડિબદ્ધાહારે=સચિત સાથે અચેત હોય એવા અચે-
તનો આહાર કર્યો હોય,
અપોલિઓસહિભખણયાએ=અપરિપકવવસ્તુ ખાધી હોય,
દુપોલિ ,, =માઠી રીતે પકવેલી વસ્તુ ખાધી હોય,
તુચ્છોસહી ભકખણાએ=ખાવું થોડું ને નાંખી દેવું વધારે એવી
કે તુચ્છ વસ્તુ ખાધી હોય.
ઇંગાલકમે=અગ્નિનો વેપાર કીધો હોય ( લુહારાદિક કામ )
વણકમ્મે=મોટા મોટા વન ઝાડો કપાવી વ્યાપાર કીધો હોય.

સાડીકમ્મે=ગાડાં વગેરે વસ્તુ બનાવી વેચી હોય,
ભાડીકમ્મે=ગાડાં ઘરાદીકનાં ભાડાં ખાધાં હોય,
ફોડીકમ્મે=પૃથ્વીના પેટ ફોડાવવા–કુવા વાવ આદિ
કરાવી વેપાર કર્યો હોય.
દંતવાણીજ્જે=દાંતનો વણજ વેપાર કર્યો હોય.
કેશ વાણીજ્જે=ચમરી ગાય વગેરેના વાળનો વ્યાપાર કર્યો હોય
રસવાણીજ્જે=મદીરાદાક રસનો વ્યાપાર કરવો તે
લખવાણીજ્જે=લાખનો વ્યાપાર કરવો તે
વીસવાણીજ્જે=વિષ ઝેરનો વ્યાપાર કર્યો હોય તો

જંતુપીલણકમ્મે=ઘાણી, ખાંડણી વગેરે યંત્રો પીલ્યા હોય તે,
નીલંછણકમ્મે=ગોધા વગેરેના અવયવ સમાર્યા હોય તો,
દવગીદાવણયા=દાવાનળ સળગાવવા-બાળવું તે,
સરદહ તલાગ પરિસોસણયા=સરોવર, દ્રહ, કુંડ, તળાવ
ઉલેચાવ્યાં હોય.
અસઇજણ પોસણયા=ઢોર તથા ગુલામ આદિને ઉછેરીને
વેચ્યાં હોય તો

## આઠમા વ્રતમાં.

કંદપ્પે=કામ વધે એવી વાત કીધી હોય.
કુક્કઇએ=કુચેષ્ટા કીધી હોય,
મોહરીએ=જેમ તેમ બોલ્યો હોય ગાળ દીધી હોય,
સંજુતાહિગરણે=ઘણાં હથીઆરો એકઠાં કરી રાખ્યાં હોય,
ઉપભોગ પરીભોગઅઇરત્તે=ઉપભોગ પરીભોગમાં
અતિરક્ત રહે, ભોગવિલાસમાં બહુ
મગ્ન રહ્યો હોય.

## નવમા વ્રતમાં.

મણ દુપ્પણીહાણે=સામાયિક કીધું છે તેમાં મન માઠું વર્તાવ્યું હોય,
વયદુપ્પણીહાણે=વચન માઠું વર્તાવ્યું હોય,
કાયદુપ્પણીહાણે=કાયા માઠી વર્તાવી હોય,
સામાઇયસ્સાઇ=સામાયિકને ( સ્મૃતિ વીહીન દોષ )
અકરણયા=બરાબર કીધું છે કે નહિ તેની ખબર
ન રહી હોય,
સામાઇયસ્સ=સામાયિકને ( અનવસ્થા દોષ )
અણુવટ્ઠિયસ્સકરણયા=પુરૂં થયાં વિના પાળ્યું હોય,

## દશમા વ્રતમા.

આણવણપ્પઓગે=મંગાવવાનો ઉપયોગ કીધો હોય,
બીજા પાસે વસ્તુ મગાવી હોય,
પેસવણપ્પઓગે=ચાકરનો ઉપયોગ-ચાકર મોકલીને
વસ્તુ મંગાવી હોય
સદ્દાણુવાએ=સાદ કરીને હદ ઉપરાંતથી બોલાવ્યો હોય,
રૂવાણુવાએ=પોતાનું રૂપ દેખાડીને કોઇને બોલાવે, નિશાની
કરે, સંજ્ઞા કરે,
બહીયાપોગલપક્ખેવે=બહાર કાંકરો નાખે, કાંકરી મારીને
બોલાવ્યો હોય,

## અગીયારમા વ્રતમાં.

અપ્પડિલેહીયં=બરાબર તપાસીને જોયાં ન હોય,
દુપ્પડીલેહીયં=માઠી રીતે જોયાં હોય,
સિજ્જાસંથારાએ=પાટ વગેરે સેજા તથા પથારીને
અપ્પમજ્જીયં=પોંજ્યું ન હોય,
દુપ્પમજ્જીયં=તે પોંજ્યું હોય તો માઠી રીતે પોંજ્યું હોય,
સિજ્જાસંથારાએ=સેજા પથારીને
અપડીલેહીયં=તપાસીને જોઇ ન હોય,
દુપ્પડીલેહીયં=માઠી રીતે જોઇ હોય,
ઉચ્ચાર પાસવણભુમી=દીશા તથા પેશાબ જવાની જગ્યાને
અપ્પમજ્જીયં=પોંજી ન હોય,
દુપ્પમજ્જીયં=માઠી રીતે પોંજી હોય,
ઉચ્ચારપાસવણભુમી=દીશા તથા પેસાબે જવાની જગ્યાને
પોસહસ્સ=પોસો કીધો છે તેમાં
સમ અણણુપાલણયા=સમ્યક પ્રકારે અનુપાલના ન કરી હોય

## બારમા વ્રતમાં.

સચીત્તનિખેવણયા=સચેત વસ્તુની ઉપર અચેત વસ્તુ મુકી હોય,
સચીત્તપેહણયા=સચેત વસ્તુએ કરી અચેત ઢાંકી હોય,
કાલાઇકમે=કોહી ગયેલી કે ખોરી થઇ ગયેલી વસ્તુ આપવી
કે જમ્યા પછી ચિંતવણા કરવી,
પરોવએસે=સાધુ આવે તે વખતે પોતે ન આપતાં
બીજાને હુકમ કરે.
મત્સરીયાએ=દાન દઇને અહંકાર કર્યો હોય અથવા ઇર્ષાથી
બીજાની સ્પર્ધાએ દાન દીધું હોય તે સર્વ
માટે મિચ્છામિ દુક્કડં.
( મન પ્રણામ ઉંચા હોય તો આ પછી સંથારાની વિધિ
કોઇ જ્ઞાની શ્રાવક પાસે શુધ્ધ ભાવે કરાવવી. )

" દરદ લગારેક દેખાને, ચેતે ચતુર સુજાણ;
મુરખ મન સમજે નહિ, પડતાં સુધી પ્રાણ. " દ. દ. ડા.

જૈનશાસ્ત્રમાં સંથારો કે સંલેખના કરવાનું જે કહ્યું છે તે પણ બહુજ સમજીને કહ્યું છે. મરણ સમીપે એ વાત તો ભૂલવા જેવી નથી. સલ્લેખના ધર્મ ગૃહસ્થ અને મુનિ બંનેનો છે. સલ્લેખનાનો અર્થ સમાધિમરણ કે સન્યાસમરણ પણ થાય છે.

જ્યારે શરીર કોઇ અસાધ્ય રોગથી કે વૃદ્ધાવસ્થાથી અસમર્થ થઈ જાય, દેવ મનુષ્યાદિકૃત કોઈ દુર્નિવાર ઉપસર્ગ આવી પડે, કોઇ મહા દુષ્કાળથી ધાન્યાદિ ભોજ્ય પદાર્થ મળવા મુશ્કેલ થઇ જાય અથવા ધર્મનો વિનાશ કરનારૂં કોઇ વિશેષ કારણ આવી મળે, ત્યારે પોતાના શરીરને પાકાં પાન સમાન કે તેલ વિનાના દીવા સમાન જાણી, પોતાની મેળેજ સલ્લેખણા—સન્યાસ ધારણ કરવો. જો મરણમાં કોઇ પ્રકારનો સંદેહ હોય તો મર્યાદાપૂર્વક એવી પ્રતિજ્ઞા કરે કે જો આ ઉપસર્ગમાં મારૂં મૃત્યુ થાય તો મારે આહારાદિનો સર્વથા ત્યાગ છે અને કદાચિત જીવતો રહીશ તો આહારાદિક ગ્રહણ કરીશ. એવો સન્યાસ ગ્રહણ કરવાનો ક્રમ છે.

શરીરમાદ્યંખલુ ધર્મ સાધનમ્—આ વાક્ય અનુસાર શરીરની રક્ષા કરવી પરમ આવશ્યક છે. કેમકે ધર્મનું સાધન શરીરથીજ થાય છે, એથી રોગાદિમાં યથાશક્તિ ઓસડ કરવું જોઇએ. પરંતુ જ્યારે અસાધ્ય રોગ થઇ જાય ત્યારે આ શરીર સર્વ ત્યાગવું અને ઇચ્છિત ફળ આપનાર ધર્મ વિશેષતાથી પાળવો એ યોગ્ય છે. શરીર શુભ કર્મયોગે મૃત્યુ પછી ફરીથી પ્રાપ્ત થાય છે. પરંતુ ધર્મ પાળવાની યોગ્યતા પામવી અતિશય દુર્લભ છે, તો વિધિ મુજબ દેહોત્સર્ગમાં દુઃખી ન થતાં સંયમ પૂર્વક મન, વચન, કાયાનો વ્યાપાર આત્મામાં એકત્રિત કરવો અને " જન્મ, જરા, મૃત્યુ, શરીર સંબંધી છે; મારે નથી. " એવું ચિંતવન કરી નિર્મમત્વ થઇ વિધિપૂર્વક આહાર ઘટાડી શરીરને કૃશ કરવું તથા શાસ્ત્રામૃતના પાનથી કષાયોને કૃશ કરવા. પછી ચાર પ્રકારના સંઘને સાક્ષી રાખી વ્રતમાં ઉદ્યમવાન થવું.

અંતકાળની આરાધનાથી ચિરકાલની વ્રતનિયમરૂપ કરેલી ધર્મારાધના સફળ થઇ જાય છે. કેમકે એથી ક્ષણભરમાં ચિરંકાળના પાપનો નાશ થાય છે. જો અંતકાળે અસંયમપૂર્વક મૃત્યુ થઇ જાય એટલે મોત બગડી જાય તો પૂર્વે કરેલી ધર્મારાધના નિષ્ફળ થઇ જાય છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે " જો અંત સમયે સમાધિ કરવાથી ક્ષણ માત્રમાં પૂર્વ પાપોનો નાશ થઇ જાય છે તો પછી જુવાન આદિ અવસ્થાએ ધર્મ કરવાની શી જરૂર છે ? અંત સમયે સન્યાસ ધારણ કરવાથીજ સર્વ મનોરથો

સિદ્ધ થઈ જશે. " આ પ્રશ્નનું સમાધાન એ રીતે થઇ શકે કે " જે પુરૂષ પોતાની પૂર્વ અવસ્થામાં ધર્મથી દુર રહે છે એટલે જેણે વ્રત નિયમાદિ ધર્મારાધના કરી નથી, એ પુરૂષ અંતકાળે કદી પણ સન્યાસ ગ્રહણ કરી શકશે નહિ. કેમકે લાંબા વખતના અભ્યાસથી પ્રેરાએલી બુદ્ધિ ગુણ અને દોષોમાં જાય છે. જે વસ્ત્ર પહેલાં ઉજ્વલ હોય તેના ઉપર રંગ ચઢાવનાર મનોવાંચ્છિત રંગ ચઢાવી શકે છે. પરંતુ જે વસ્ત્ર પ્રથમ મેલું હોય તે ઉપર પ્રશસ્ત રંગ કદી પણ ચઢી શકે નહિ. કહેવાની મતલબ એ છે કે જે મનુષ્ય ધર્મની આરાધનામાં પહેલી વયથીજ દત્તચિત્ત રહ્યો હોય તેજ સન્યાસ મરણ ધારણ કરે છે. કોઇ સ્થળે એવું જોવામાં આવે છે કે જન્મભર ધર્મ કરવામાં ચિત્ત દીધું નથી એવા પણ સન્યાસ મરણ કરી સ્વર્ગમાં જાય છે. પરંતુ એતો એક કાગડાને બેસવું ને તાડને પડવું એવો ન્યાય છે. માટે નિર્ગ્રંથ વચનોમાં શ્રદ્ધા રાખનારા પુરૂષોએ એવી શંકાઓને પોતાના ચિત્તમાં સ્થાન આપવું નહિ અને એવો સમય આવી લાગતાં સંથારો કરી સલ્લેખના ધર્મ બજાવવો.

શ્રી ઉત્તરાધ્યયનના ૮ મા અધ્યાયની ૧ લી ગાથામાં કહ્યું છે કેઃ—

**अध्रुवे असासयमि संसारंमि दुख पउराए, किं नाम हुव्यंत कम्मयं जेणाहं दुग्गइं न गच्छेज्जा.**

અધ્રુવ ( હમેશાં નહિ નભનાર ) અને અશાશ્વત ( નાશવંત ) સંસારમાં પાર વગરનાં દુઃખો છે તો હું એવી કઇ કરણી કરૂં કે જેથી હું નઠારી ગતિમાં ન જાઉં. આમ ચિંતવણા કરી સંસારી જીવોએ સંસારના કર્તવ્યો ઉદાસીન ભાવથી કરવાં.

શાસ્ત્રમાં મરણ બે પ્રકારનાં કહ્યાં છે. પંડિતમરણ અથવા સમાધિમરણ. અપંડિતમરણ અથવા અસમાધિમરણ. મરણથી અરરર ન કરતાં તે વખતે પરમાત્માના પરમ પવિત્ર સ્વરૂપમાં, પરોપકારી બુદ્ધિમાં, જગતના જીવોના કલ્યાણની ભાવનામાં, ચિત્ત પ્રભુસ્મરણમાં, પ્રભુભજનમાં, પ્રભુનામોચ્ચારણમાં જેનું તલ્લીન છે અને જે મરણ માટે જરા પણ ચિંતા કરતો નથી, હાય-વોય કરતો નથી. નથી, વોયમા કે બાપલીઆ કરતો નથી, કે સગાં કુટુંબીઓ સ્નેહીઓમાં સહેજ પણ વળગણા રાખતો નથી, પરંતુ માત્ર એક સચ્ચિદાનંદ સિદ્ધ પરમાત્મામાં લીન થઇ જાય છે તેનું એ અવસ્થામાં જે મરણ થાય છે તે સમાધિમરણ કહેવાય છે.

સમાધિમરણે મરનારનો આત્મા ઉચ્ચ ગતિને પામે છે, અને એ આત્મા થોડા ભવમાં આ સંસાર સમુદ્ર તરી જાય છે.

સમાધિ મરણુથી ઉલટી સ્થિતિમાં જે મરણ થાય છે તે અપંડિત મરણુ કહેવાય છે. અપંડિત મરણે મરનારની દુર્ગતિ થાય છે. કેમકે મૃત્યુ વખતે તેનો જીવ હોય વોયમાં, સ્વજન કુટુંબીઓમાં, ધનમાલમાં જે એમ સંસારમાં વલગણો રાખી રહ્યો હોય છે તેને આ દેહમાંથી જવું ગમતું નથી તેથી તેના દુઃખનો ને કલ્પાંતનો અંત આવતો નથી. મહા મુસ્કેલીએ તેનો જીવ આ દેહથી છુટો પડે છે. સમાધિમરણે મરનાર તો સારી રીતે જાણે છે કે અહો ! કોનો પુત્ર ! કોની પુત્રી ! કોનો ધણી ! કોની સ્ત્રી ! કોની મા ! કોનો બાપ ! કોનાં ઘર ! કોનાં મંદીર–માળીઆં કે મહેલ !

**मृत्यु मार्गें प्रवर्तस्य, वीतराग ददातु मे; समाधि बोध पाथेयं, यावन्मुक्ति पुरी पुरः**

મૃત્યુના માર્ગમાં પ્રવર્ત્તનારા મને, વીતરાગ ! સમાધિ બોધરૂપી ભાતું આપો કે જેથી હું મુક્તિપુરીપ્રતિ જઇ પહોંચું.

હું અનાદિ કાળથી કુમરણુ કરતો આવ્યો છું. મારા આત્માનો નિજગુણુ તો જ્ઞાનદર્શન અને ચારિત્ર છે. છતાં એ નિજગુણુ કર્મમળથી દબાઇ ગયેલા છે તે હવે હે વીતરાગ ! સમાધિ બોધક રત્નત્રયનું ભાતું મને આપો, કે જેથી હું મોક્ષ-પુરી પહોંચી જાઉં, વળી એવા, સમાધિમરણને ઇચ્છતો પુરૂપ શ્રી વીતરાગનું શરણ આ પ્રમાણે ઇચ્છે છે.

**अनंता**નંત સંસાર, સંતતિચ્છેદ કારણુમ્; જિનરાજ પદામ્ભોજં, સ્મરણું શરણું મમ.

અન્યથા શરણું નાસ્તિ, ત્વમેવ શરણું મમ, તસ્માત્કારૂણ્ય ભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર.

નહિ ત્રાતા નહિ ત્રાતા, નહિ ત્રાતા જગતત્રયે, વીતરાગાત્પરો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.

જિને ભક્તિ ર્જિને ભક્તિ, ર્જિને ભક્તિ દિને દિને, સદા મેઽસ્તુ, સદા મેઽસ્તુ, સદા મેઽસ્તુ ભવે ભવે.

વળી તે ક્રોધ, માન, માયા ને લોભને પાતળાં પાડી સૌને ખમાવે છે, જેનો વાંક કર્યો હોય તેની માફી માગે છે. તે પોતાના વાંકમાં આવેલાઓને માફી આપે છે. ગજ સુકુમાર જેવા મહાત્માની સમભાવના લક્ષમાં લે છે. તે શુધ્ધ દિલથી સર્વ જીવ પ્રત્યે ક્ષમાપના કરે છે. તે ખરા જીગરથી કહે છે કે:—

खामेमि सव्वे जीवा, सव्वे जीवा खमंतु मे; मित्ती मे सव्व भुएसु. वेर मज्झं न केणइ.

સર્વ જીવોને હું ક્ષમા કરૂં છું, સર્વ જીવો મને ક્ષમા કરો. સર્વ જીવો સાથે મારે મિત્રતા છે, કોઇની સાથે મારે વેર નથી.

ક્ષમાપના કરતાં કહે છે કે:—અહો ! ગજસુકુમારજી! વિશુદ્ધ પરિણામથી અસહ્ય વેદના સહન કરનાર વિશુદ્ધાત્મા ! આપની કક્ષાએ પહોંચવાને હું ક્યારે શકિતમાન થઇશ? સિદ્ધાત્માઓ! અમારાં અનેક ભવનાં પાપોનો અમને પૂર્ણ પશ્ચાત્તાપ થાય છે, મદાંધ જીવ ક્ષમામય સચ્ચિદાનંદ સ્વરૂપને સમજી શકયો નહિ! હે સર્વજ્ઞ પ્રભુ! હે અનંત જ્ઞાની! હે પરમાત્મા! આપે બતાવેલા માર્ગેજ જવાની ભવોભવ મારી વૃત્તિ રહો અને શાંતિ ક્ષમા વગેરે ગુણો મારા હૃદયમાં વાસો વસો ! શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## શ્રી ઉત્તરાધ્યયનજી સૂત્રમાં પંડિતમરણ નીચે મુજબ વર્ણવ્યું છે.

જન્મમરણના (વેગવંત) પ્રવાહથી ભરેલા આ ભવરૂપી મહાસાગરને તરવો અત્યંત મુશકેલ છે તે તરીને એક (મહાપુરૂષ, મહાવીર ભગવાન) સામે પાર ગયેલા છે તે મહાબુદ્ધિવંત પુરૂષે આ (નીચે જણાવેલા) પ્રશ્નોના ઉત્તર આપ્યા છે.

એ રીતે માણસનું મરણ થાય છે એમ તેમણે જણાવેલું છે. એક તો અકામ ( બાલ ) મરણ અને બીજું સકામ ( પંડિત ) મરણ. અકામ અસમાધિ અથવા શુધ્ધિ વિરૂધ્ધનું મરણ અજ્ઞાન માણસનું થાય છે અને તેવું મરણ તેનું વારંવાર થાય છે. પરંતુ જ્ઞાની માણસનું ( સમાધિ અથવા મરજી મુજબનું ) પંડિતમરણ ઉત્તમ રીતે ( ઉત્કૃષ્ટતાથી ) એકજવાર થાય છે.

શ્રમણ ભગવંત મહાવીરે પહેલી જાતના મરણ ( અકામ મરણ ) ને માટે વર્ણન કર્યું છે કે તે મરણ કામભોગ ( મોજ શોખ ) માં રચ્યાપચ્યા રહેનારા અજ્ઞાની અને ઘાતકી કામ કરનારને પ્રાપ્ત થાય છે.

કામભોગનો રસીઓ માણસ મોહજાળમાં સપડાઇ જાય છે ( તે ધારે છે કે, પરલોક કે સ્વર્ગ મેં કદી જોયાં નથી પણ મેં મારી આંખે આ જીંદગીની મોજમજાનેજ જોયેલ છે. ( આ દુનિયાની ) હાથમાં આવેલી મોજમજા આ છે ( તેતો ભોગવું ) પણ આવતા ભવની ( સ્વર્ગ ઇત્યાદિની ) તો અચોકસ છે. કોણ જાણે છે કે પરલોક ( આવતો ભવ ) છે કે નથી.

આ મૂર્ખ ગર્વ કરે છે કે જેમ ઘણા માણસો મોજમજા કરે છે તેમ હું પણ કરીશ ( એ બધાની ગતિ થશે તે મારી થશે ) પરંતુ અંતે તેના કામભોગનો શોખ તેને કલેશ ( દુઃખ ) આપે છે.

( ઉપર મુજબ માની લીધા ) પછી તે સ્થાવર અને ત્રસ જીવ તરફ ઘાતકી રીતે વરતે છે. પછી કારણ બતાવીને કે વગર કારણે તે ઘણા જીવની હિંસા કરે છે. તે અજ્ઞાન માણસ હિંસા કરે છે, જુઠું બોલે છે, છેતરે છે, નિંદા કરે છે; ઢોંગ કરે છે, દારૂ પીએ છે અને માંસ પણ ખાય છે એમ વિચારીને કે તેમ કરવું એજ ખરી બાબત છે.

તે મદમાતો જીવ કાયાને વાણીથી માત્ર કંચન અને કામિની માટે ઘણોજ આતુર હોય છે. તે એવડી રીતે કર્મનો સંચય કરે છે, જેમ શિશુ નાગ ( અળશીઉં ) ધુળ ખાય છે અને શરીર ઉપર પણ ધુળ એકઠી કરે છે.

ત્યાર પછી તે માંદો પડે છે અને રોગથી અત્યંત પીડાય છે ત્યારે તેણે કરેલાં કૃત્યો તેની સામે જાણે આવીને ઉભાં રહે છે અને તેથી બીજા ભવ ( પરલોકાદિ ) ની તેને અત્યંત બીક લાગે છે.

મેં નરક વિષે સાંભળ્યું છે અને તે પાપીને માટે નિર્માણ થયેલું છે ત્યાં જેમણે ક્રુર કામ કર્યા હોય છે તે અજ્ઞાનીઓને અત્યંત વેદના ભોગવવી પડે છે. પોતાના કર્મે કરી તે જીવ તે ઠેકાણે ફરીથી જન્મે છે અને ત્યારે પોતાનાં કર્મો માટે ભારે પસ્તાવો કરે છે એમ મેં ( ગુરૂ પાસેથી ) સાંભળ્યું છે

એક સારથી જેમ પોતાની ન્યાયબુદ્ધિથી વેગળો જઇ સીધો સરળ રસ્તો છોડી ખરાબ રસ્તે જાય છે તે પછી રથની ધરી ભાંગી જતાં પશ્ચાત્તાપ કરે છે તેમ અજ્ઞાની માણસ ધર્મનું ઉલ્લંઘન કરે છે અને દુર્ગુણી થાય છે. પણ જ્યારે મોત આવે છે ત્યારે ધરી ભાગી ગયાનો જે અફસોસ સારથીને થાય છે તેવો ભારે પસ્તાવો તે જીવને થાય છે.

પછી તે ( છેવટે ) મોત આવતાં નરકભયથી અત્યંત ધ્રુજે છે. જે અકામ મરણે મરે છે, ( તેની દશા ) દાવથી જીતાયેલ જુગારી જેવી છે. આ પ્રમાણે મુર્ખ માણસના અપંડિત મરણ વિષે સમજાવ્યું; હવે મેં જેમ સાંભળ્યું છે તેમ પંડિતો ( ડાહ્યા પુરૂષો ) ના સકામ મરણ વિષે કહીશ. ઇંદ્રિઓને જીતનાર, પોતાની જાત ઉપર અંકુશ રાખનાર ( સંયમી ) કોઇ પણ જીવને વિઘ્ન ( ઇજા ) નહિ કરનાર, પુણ્યશાળી જીવ. પંડિત મરણે મરે છે એમ મેં મારા ગુરૂ પાસેથી સાંભળ્યું છે.

દરેક સાધુના સંચિતમાં આવું મરણ હોતું નથી તેમજ દરેક ગૃહસ્થ પણ એવે મરણે મરતો નથી. ગૃહસ્થની નીતિ રીતિ બધાની એક સરખી હોતી નથી તેમ દરેક સાથ પણ સાંગોપાંગ સારો હોતો નથી.

કેટલાક ગૃહસ્થો સાધુઓ કરતાં આત્મનિગ્રહમાં ચડે છે તેમ કેટલાક સાધુઓ પણ સઘળા ગૃહસ્થો કરતાં આત્મનિગ્રહમાં ઉત્તમ હોય છે. વસ્ત્ર ઓઢે, ચર્મ પહેરે ( કે પાથરે, ) નગ્ન રહે, જટા રાખે, કંથા રાખે, માથું મુંડાવે એવાં બહારનાં ચિન્હો કદી પણ તે જીવે અનાચાર સેવ્યા હોય તો તેને દુર્ગતિએ જતાં બચાવી શકનાર નથી.

પાપી માણસ પછી ભલે તે સાધુ હોય તો પણ તે નરકથી બચવાનો નથી. પણ એક પવિત્ર માણસ પછી તે સાધુ હોય કે ગૃહસ્થ હોય, તો પણ તે સ્વર્ગ મેળવે છે. એક શ્રધ્ધાળુ માણસ શ્રાવકના આચારના નિયમો પાળે, તે પાક્ષિક પોષા કરવાનું ભૂલી જાય નહિ. એકે દિવસ ત્યાગ કરવાનું ભુલે નહિ. આ પ્રમાણે શિક્ષા અંગીકાર કરીને ગૃહસ્થાવાસમાં પવિત્રતાથી જે કોઇ વર્ત્તે તે આ ઓદારિક ( માટીનું બનેલું ) શરીર છોડી દઇને દેવલોકમાં દેવતા થાય છે.

એક આત્મનિગ્રહી સાધુ એમાંથી એક થશે-કાંતો સઘળાં દુખથી મુક્ત થશે અથવા કાંતો મહર્દ્ધિક દેવતા થશે.

તે, જ્યાં મોહ નથી ને જે તદન પ્રકાશથીજ ભરેલ છે, જ્યાં કીર્તિવાન દેવો રહે છે તે ઉત્તમ પ્રદેશ ( સ્વર્ગ ) તે ક્રમે ક્રમે મેળવશે. તે દેવોને લાંબુ આયુષ્ય હોય છે, ઘણી સત્તા હોય છે, ઘણું તેજ હોય છે, મરજી મુજબ પોતાના શરીરના આકાર ( રૂપ ) ધારણ કરી શકે છે. જન્મથીજ જુવાન હોય અને ઘણા સૂર્યોના જેવું તેનું રૂપ હોય છે.

તેવી જગ્યાએ તે ( આત્મનિગ્રહી ) જાય છે-પછી તેઓ સાધુ હોય કે ગૃહસ્થો હોય ગમે તે હોય પરંતુ આત્મનિગ્રહી, તપસ્વી અને મનોવિકારથી તદન છુટેલા માણસો મુક્તિ મેળવે છે.

આ પ્રમાણે ગુરૂ પાસેથી સાંભળીને જે પોતાના પંડને અંકુશમાં રાખે છે, ઇંદ્રિયોને વશ રાખે છે, તે સદ્ગુણી, જ્ઞાની માણસ મરતી વખતે બીતો નથી. ડાહ્યા માણસ ( મરણના આ બંને પ્રકાર ) તોળી જુએ છે. દયા ધર્મની ઉત્તમ બાબતો ક્ષમા વગેરે તે પ્રસન્ન મનથી ગ્રહણ કરે છે, તે પંડિતના મનોવિકાર મટી તે શાંત થાય છે ( મરણકાળે તે બીશે નહિ. )

પછી જ્યારે મરણનો બરાબર વખત આવશે ત્યારે આવો શ્રદ્ધાળુ સાધુ પોતાના ગુરૂની હાજરીમાં પોતાના (બીક કે હર્ષના ) સર્વે વિકારો તદ્દન દબાવી દેશે અને શરીરના ભેદ ( શરીરના પરમાણુઓ વિખરાવા ) નીજ વાટ જોશે.

જ્યારે શરીર છોડી દેવાનો સમય આવે છે ત્યારે તે જ્ઞાની પુરૂષ ( હર્ષથી ) સમાધિમરણે ( ત્રણમાંની એક રીતે ) મરે છે.

## જાય છે જગત ચાલ્યું રે એ જીવ જોને; જાય છે જગત ચાલ્યું રે.

જોને તું પાટણ જેવાં, સારાં હતાં શહેર કેવાં; આજ તો ઉજડ જેવાંરે, એ જીવ જોને.
વળી સિધ્ધપુરવાળો, રૂડો જોને રૂદ્રમાળો; ક્યાં ગયો તે રૂપાળોરે, એ જીવ જોને.
રૂડા રૂડા રાણી જાયા, મેળવી અથાગ માયા; કાળે તેની પડી કાયારે, એ જીવ જોને.
છત્રે જેની છાયા થતી, રૂડી જેની હતી રતી; ક્યાં ગયા તે ક્રોડપતિરે, એ જીવ જોને.
જરી જે આજારી થતાં, હાજર હકીમ હતા; તેના તો ન લાગ્યા પતારે, એ જીવ જોને.
કોઇ તો કહેવાતા કેવા, આભના આધાર જેવા; ઉડી ગયા એવા એવારે એ જીવ જોને.
જુવાનીમાં જાતાં જોઇ, રાખી નહીં શક્યાં કોઈ; રહ્યાં સર્વે સગાં રોઇરે, એ જીવ જોને.
હાજર હજાર રહેતાં, ખમા ખમા ખમા કહેતાં; વિશ્વમાંથી ગયા વહેતારે, આ જીવ જોને.
મુઆ જન જેની સાથે, હેતથી પોતાને હાથે; મરણ ન મટયું માથેરે, એ જીવ જોને.
જશ લીધો શત્રુ જીતી, નવીન ચલાવી નીતિ; વેળા ગઇ તેની વીતીરે, એ જીવ જોને.
જગતમાં ખુબ જામ્યા, વેર વાળીને વીરામ્યાં; પણ તે મરણ પામ્યાંરે, એ જીવ જોને.
નેક નામદાર નામે, ક્યાં જઇ સ્મશાન ઠામે; દીઠાં દલપતરામેરે, એ જીવ જોને. ( ક. દ. ડા. )

## રાગ કાનડો.

હરીનામ સુધારસ પીલે, મન શું બેઠું મુખ ઢીલે.
ધામ ધરા ધન સંપત દારા, રૂપ ખરેખર ખીલે; બંધાઈ તું દ્રઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે ૧

નામ સુધારસની શીતળતા, તનના તાપ હરી લે; શાન્તપણું આપે અંતરમાં, દુખ રહે નહિ ડીલે. ૨
નૌતમ નાવ નક્કી તરવાનું, કરમાં એજ કરીલે; ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરીલે. ૩
કુંદન રૂપ સમજ તું કાયા, ઓપ ચડે શુભ શીલે; હીરો હરિનું નામ નિરંતર, આજ જરૂર જડીલે. ૪
કર જપ તપ કે યોગ સમાધી, એશ જઇને ખીલે; કેશવ કોઇ જે એને તોલે, કહું હું તેજ કરીલે. (કે. હ.) ૫

## રાગ ભૈરવી.

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મુકશો માં; હાથ મારો મુકશો મા, હાથ મારો મુકશો માં, દીનાનાથ
આ મહા ભવસાગરે, ભગવાન હું ભુલો પડયો છું; ચૌદલોકનિવાસ ચપલા કાન્ત આ તક ચુકશો માં.
ઓથ ઇશ્વર આપનો, સાધન વિષે સમજુ નહિં હું, પ્રાણ પાલક પોત જોઇ, શંખ આખર ફુંકશો માં.
માત તાત સગાં સહોદર, જે ગણું તે આપ મારે; હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં.
શરણ કેશવલાલનું, ચરણ હે હરીરામ તારૂં; અખીલ નાયક આ સમય, ખોટે મશે પણ ખુટશો મા,

## મરણ સમીપે સુતેલાઓ સમક્ષ મહાત્મા કેશવચન્દ્ર સેનનાં વચનામૃતો.

( ૧ ) મનુષ્યનો અંતકાળ નજીક દેખાતો હોય તેવે વખતે તેની આજે કોઇપણ જાતની અનાસ્થા કે કકળાટ થવો જોઇએ નહિ.

( ૨ ) મરણ સમયે મનુષ્યની વૃત્તિ અતિશય ગંભીર હોવી જોઇએ. મરણ પાસે આવ્યું છે, એમ સમજવા સાથેજ મરનારે આ લોકની તમામ વાસનાઓનો ત્યાગ કરવો, અને પરલોકની તૈયારીમાં લાગી જવું.

( ૩ ) જ્યાં સુધી વિચાર કરવાની શક્તિ કાયમ હોય, અને મન શુદ્ધિમાં હોય, ત્યાં સુધીમાં મરણની અણીએ આવેલા મનુષ્યે પોતાની માલમતા અને પૈસા ટકાની જે કંઇ વ્યવસ્થા કરાવવી હોય તે કરાવી લેવી. પછી પોતાના બાળબચ્ચાં, સગા સંબંધીઓ, ઇષ્ટમિત્રો, નોકરચાકર, એ સર્વેને પાસે બોલાવીને તેમની રજા લેવી. તેમને હિતની તેમજ જ્ઞાનની વાતો સંભળાવવી અને બધી જાતની વ્યવસ્થા કરી લેવી.

(૪) સગાંવહાલાં અને ઇષ્ટમિત્રોએ પણ મરનારનો આશીર્વાદ મેળવીને તેને રજા આપવી.

(૫) આ પ્રમાણે આ લોકની સઘળી બાબતોની વ્યવસ્થા કર્યા પછી, પરલોકયાત્રાની તૈયારીમાં લાગવું. સંસાર સંબંધી તમામ ઉપાધિમાંથી મનને ખેંચી લઇ તેને પારલૌકિક વિચારો તરફ દોરવું.

(૬) ઘરની અંદરનાં વૃદ્ધ, વડીલ, પુખ્ત અને અનુભવી માણસોએ પોતાના આપ્ત સંબંધીના અંત સમયે તેનું સમાધાન કરવું, તેનું ચિત્ત સ્વસ્થ રહે એવી રીતે વર્તવું, અને કોઇ પણ પ્રકારે તેના આત્માની શાન્તિનો ભંગ કરવો નહિ.

(૭) તેની પાસે વારંવાર પ્રાર્થનાઓ કરવી, ભક્તિનાં પદો ગાવાં, ધાર્મિક ગ્રંથો વાંચવા અને તેનું ચિત્ત પરલોક તરફ દોરવું. તેની સાથે જે કાંઇ વાતચીત કરવી, તે પણ સ્વર્ગલોક, ત્યાંનો વિશુદ્ધ આનંદ, શાશ્વત સુખ અને અખંડ સમાધાન, એ બાબતનીજ કરવી.

(૮) " આ સ્થુલ લોક સાથેનો પોતાનો સર્વ સંબંધ છુટી ગયો છે, પોતે પરલોકના દરવાજામાં ઉભો છે, અને એક ક્ષણમાં તો પોતાને પ્રભુ સમક્ષ ઉભું રહેવું પડશે, " એ વાત મરણપથારીએ પડેલા મનુષ્યના મનમાં ચોખ્ખી રીતે ઠસાવવી જોઇએ.

(૯) આ લોક છોડીને પરલોકમાં વિશ્વજનની પાસે આપણે તેના પ્રેમમય કુટુંબમાં જઇએ છીએ; તે સ્થળે દુઃખ, શોક કે સંતાપનું નામ પણ નથી, " એ પ્રકારનો દૃઢ વિશ્વાસ થયા વિના મરનારના આત્માને મરણ સમયે શાન્તિ અને સમાધાન ઉત્પન્ન થતાં નથી. " આ લોકની ક્ષણિક વસ્તી છોડીને આપણે આપણા નિરંતરના સ્થાનમાં જઇએ છીએ," એવો ભાવ અંતરાત્મામાં અંતકાળ જેવા ગંભીર પ્રસંગે પૂર્ણ રીતે દૃઢ હોવો જોઇએ.

(૧૦) આવે પ્રસંગે સગાંવહાલાંઓએ અથવા ઇષ્ટમિત્રોએ દુઃખ કરીને કે શોક કરીને તેનું ચિત્ત વ્યગ્ર કરવું નહિ, તેનું મન સંસાર તરફ નીચે નહિ વાળતાં સ્વર્ગ તરફ ઉંચે વાળવું.

(૧૧) મરણ કાળ નજીક આવ્યા પછી આત્મારૂપી પક્ષીને દેહરૂપી પાંજરામાં પુરી રાખવાનો કોઇએ પણ પ્રયત્ન કરવો

નહિ. પણ ઉલટું તે આ લોકના બંધનમાંથી મુકત થઇને સ્વર્ગ લોકના સ્વતંત્ર સુખો અનુભવવા માટે સત્વર જઇ શકે એવી યોજના કરવી.

( ૧૨ ) મનુષ્ય મરણ પથારીએ પડ્યો હોય તે સમયે પ્રભુના નામ સ્મરણ જેવું મધુર તેને બીજું કાંઇ લાગતું નથી, માટે એવા પ્રસંગે જે કાંઇ તેની પાસે હાજર હોય તે સર્વેએ પ્રભુના નામનો એક સરખી રીતે મ્હોટેથી ઉચ્ચાર કર્યા કરવો. અંતકાળે પ્રભુના નામનું શ્રવણ કરવાથી મનુષ્યના મનમાં આનંદ થાય છે, અને તેને મરણનો ભય લાગતો નથી.

( ૧૩ ) આવા આનંદની અવસ્થામાં તેણે એકવાર ઇષ્ટો-મિત્રોને નિહાળવા, અને શાંત ચિત્તથી આંખો મિંચી વિશ્વમાતાના પ્રેમમય ખોળામાં માથું મુકીને અંતકાળનું નિદ્રાસુખ અનુભવવું. !

( ૧૪ ) અંતકાળે માણસે પ્રાર્થના કરવી કે " હે મંગળમય પ્રભુ ! મ્હારો આ સ્થુલ લોકનો પ્રવાસ પુર્ણ થયો; હવે મને સત્વર પોતાને ઘેર લઇ જા, અને સર્વકાળ ત્હારી સમીપ સ્થાન આપ, મ્હારી સર્વ આશા, અને સર્વ વિશ્વાસ ત્હારા ઉપરજ છે. મ્હારો પિતા, મ્હારી માતા, સર્વ કાંઇ તુંજ છે. મ્હારો બધો આધાર અને ભાર ત્હારા ઉપર નાંખું છું ? મને ગરીબને અંતરાયમાં નાંખીશ નહિ ! મ્હારો સ્વીકાર કર. " શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ "

## શ્રીયુત નંદકુમાર સત્ય કહે છે કેઃ—

જેમ સોમલ આકરૂં ઝેર છે, પરંતુ મારેલ સોમલ કેટલાક રોગો મટાડે છે, તે પ્રમાણે મરણ નામ સાંભળવાથી અજ્ઞાનીને ત્રાસ ઉપજે છે, અને જ્ઞાનીને આનંદ થાયછે; એટલાજ માટે ગમે તેટલી મુશીબતે પણ જ્ઞાન મેળવવાની જરૂર છે. કેમકે 'માતા' ન નીકળે માટે સમજુ લોકો પોતાના બાળકોને શીળી કઢાવે છે; હવે જોકે તે શીળીથી પ્રથમ બાળકને નસ્તર સહન કરવું પડે છે, તાવ આવે છે, પાછા ભરાયલા દાણા છોલે છે, અને તેમ ન કરવાથી ' માતા ' નીકળવાનાજ તે વાત કાંઇ ચોકસ નથી, તો પણ આટલું દુઃખ આપે છે; તો પછી મૃત્યુ આવવાનું તે વાત તો ચોકસજ છે—એટલી બધી ચોકસ છે કે કોઇ વાત બહુ

ચોકસ હોય ત્યારે અંગ્રેજીમાં એમ કહેવાય છે કે " It is as certain as death " એટલે " તે મોતની માફક ચોકસ છે, " તો પછી સલામતીનો રસ્તો એ છે કે તેની બીક ન લાગે એવી સ્થિતિમાં રહેવું, એટલે જ્ઞાન મેળવવું. મોતથી નહી બીનારા મરતી વખતે કેટલીક ઉત્તમ ભાવનાઓ ભાવી ગયા છે, તેની પ્રભાવના વાંચક વર્ગને આપવા રજા લઉં છું:—

( ૧ ) આ શરીર મારા રાખવાથી રહે એમ નથી અને મારા પાડવાથી પડે એમ નથી, ત્યારે પછી એના વિયોગથી મારે શું કરવા ચિંતા કરવી ? ( ૨ ) આજ દિવસ સુધી હું એમ જાણતો હતો કે, આ શરીર મારૂં છે; પણ હવે મને ખબર પડી કે આ શરીર કોઇનું થયું નથી અને થશે નહિ જો મારૂં હોય તો મારા હુકમમાં કાં ન રહે ? આ રોગ કાં આવે ? મરણ કાં આવે ? ( ૩ ) જીવતું છે તે મરતું નથી અને મરે છે તે જીવતું નથી; એટલે આત્મા જીવે છે તે કોઇથી મારી શકાય તેમ નથી, અને શરીર મરે છે તે કોઇથી જીવાડાય એમ નથી.

( ૪ ) એક બાળકના કોટના જમણા ખીસ્સામાં મેવો ભરેલો છે, તેમ ડાબા ખીસ્સામાં પણ મેવો ભરેલ છે, તો જેમાં હાથ ઘાલે તેમાંથી મીઠું મોઢું થાય છે; તેમજ જ્ઞાનીને જીવતાંય લાભ છે અને મરતાં પણ લાભ છે, જીવે તો વ્રત–નિયમ પાળે અને મરે તો સ્વર્ગ ને મોક્ષનાં સુખ અધિકતર અને અધિકતર પામે.

( ૫ ) જેમ એક ઝુંપડીમાં રહેનારને મહેલમાં રહેવા જતાં આનંદ થાય, તેમ મનુષ્ય દેહમાં જ્ઞાન સહિત ધર્મ કરણી કરનારને ઉત્તમ અવતાર આવવાનો તે ચોકસ છે, તો ઝુંપડીમાંથી છુટી મહેલાતમાં જતાં શોક શાનો !

( ૬ ) જેમ કોઇ વેપારીએ અનેક શ્રમ વેઠી મુડી ભેગી કરી, ઘરનો વિયોગ સહન કરી બહાર દેશ ગયો, ત્યાં ટાઢ તાપ, ભુખ વગેરે સહન કરી ઘણા માલનો સંગ્રહ કર્યો પછી જે વખતે ભાવ વધે તે વખતે વેચી નાખવાનું ચુકે ખરો કે ? અને તે વેચતાં તેને કેટલો આનંદ આવે? અને જો ગાફલ રહે ને ન વેચી શકે તો માલ માટે વેઠેલાં દુઃખો સર્વે નિરર્થકજ કહેવાયને? તેમ તપ જપ વ્રત વગેરે જે કર્યાં, સંસારી વ્હાલી ચીજોનો ત્યાગ કર્યો, પરિસહ સહન કર્યા, તેનો વટાવ બાંધવાનો વખત ઘણી રાહ જોયે આવ્યો તે સમયે મન કચવાવાથી બધું ફોકટ જાય કે નહિ ?

( ૭ ) આપણે કોઇ રાજાદિકનું કાંઈ કામ કર્યું અને તે કામ પૂર્ણ થયું, પરંતુ તે રાજા હાજર ન હોય તો તેના પૈસા ભંડારી પાસેથી પણ મળે નહિ. પછી રાજા ગામમાં ક્યારે પધારે તેની રાહ પુર્ણ ઇંતેજારીથી જોવાય; તેમ શુભકૃત્યનું ફળ આપનાર મૃત્યુજ છે, મૃત્યુ વગર મોક્ષ હોય નહિ. છતાં એવા ઉપકારી મૃત્યુ માટે ખેદ હોય કે ?

( ૮ ) જેમ એક રાજાએ કોઇને પકડીને કેદમાં નાંખ્યો. ત્યાં કોઈ બીજો રાજા આવી ચડ્યો, કે જે કેદમાં નાખનાર રાજાનો પણ મિત્ર છે તેમજ કેદીનો પણ મિત્ર છે, તેણે તે મિત્રતાઇને લઇને રાજા પ્રત્યે તે કેદીને છોડવાની વિનંતિ કરી, જેથી તેણે તે કેદીને છોડ્યો. કહો હવે તે છુટનાર આવા મિત્રના આગમનથી ખુશી થાય કે નહિ ? તેમ કર્મ શત્રુએ આ જીવને દેહ-રૂપી પીંજરામાં પુરેલો છે અને મૃત્યુ નામે મિત્રની કૃપાથી તેમાંથી છુટાય છે. તો પછી તેના આગમનથી આનંદ કેમ ન થાય ?

( ૯ ) આ રોગ આવ્યો તે પણ વધામણીનું કારણ છે; કેમકે વગર રોગે આ મલીન ઉદારીક અશુચિમય શરીર ઉપરથી મોહ ઉતરવો મુશ્કેલ હતો. ( ૧૦ ) રોગનું બહુ જોર હોય તો એમ વિચારવું કે, જેમ તાપ વધારે હોય તેમ લોઢું પણ જલદી ગળે છે, તેમ આ આકરા પરિસહ સમતાભાવે સહન કરવાથી કર્મ વધારે ઝડપથી ખપશે.

મરદ દરદમાં ગરદ પણ, ગરદ ગણે નહિ મર્દ; દરદ ગણે તે મર્દ નહિ, મરદ સહે છે દર્દ.

( ૧૧ ) આ તો નફો બાંધવાની પુરેપુરી મોસમ છે; કેમકે આ કરતાં ઘણાં આકરાં દુઃખ પરવશપણે નરકમાં સહન કર્યા તો પણ જે નિર્જરા ન થઇ તે નિર્જરા ( સમભાવપણે સહન કરવાથી ) થવાનો અત્યારે ઉત્તમ પ્રસંગ આવ્યો છે.

( ૧૨ ) ફાટેલું અને મેલું કપડું દુર કરી સારૂં પહેરવાનો અવસર પર્વને દિવસે આવે. કેમ જીવવું તે ઘણા માણસો નવીન નવીન શોધથી, વૈદક શાસ્ત્રના આધારથી શીખે છે; તેમ છતાં જ્યારે મરવું તો પડેજ છે તો પછી કેમ ' મરવું ' તે શીખવાની વધારે જરૂર નથી ? જો એકવાર ' મરતાં આવડે તો પછી કાંઇ કરવાપણું રહેતું નથી

Why do you whisper so faintly in my ears, o Death, my Death ! ( 2 )
Is this how you must woo and win me with the opiate of drowsy murmur and cold kisses, o Death, my Death !
Will there be no proud ceremony for our wedding ?
Will you not tie up with a wreath your tawny coiled locks !
Is there none to carry your banner before you, and will not the night be on fire with your red torch-lights, o Death, my Death ?
Come with your conch-shells sounding, come in the sleepless night.
Dress me with a crimson mantle, grasp my and hand take me.
Let your chariot be ready at my door with your horses neighing impatiently.
Raise my veil and look at my face proudly, o Death, my Death. (R. TAGORE.)

## શ્રી રત્નકરન્ડ શ્રાવકાચાર ગ્રન્થમાં વર્ણવેલ શ્રી મૃત્યુ મહોત્સવ.

मृत्यु मार्गे प्रवृत्तस्य, वीतरागो ददातु मे । समाधि बोध पाथेयं, यावन्मुक्ति पुरी पुरः ॥ १ ॥

અર્થ—મૃત્યુના માર્ગમાં પ્રવર્તેલો મને હે વિતરાગદેવ ! સમાધિ-સ્વરૂપનાં સાવધાની અને બોધ રત્નત્રયના લાભરૂપી ભાતું આપો કે, જેથી હું નિર્વિઘ્ને મુક્તિપુરી પ્રતે પહોંચી જાઉં.

कृमि जाल सत्ताकीर्णे, जर्जरे देहपंजरे । भज्यमाने न भेतव्यं, यतस्त्वं ज्ञानविग्रहः ॥ २ ॥

અર્થ—હે આત્મન, કીડાઓની સેંકડો જાળોથીભરપુર અને અહર્નિશ જીર્ણ થતા એવા દેહરૂપી પીંજરાનો નાશ થવામાં ભય ન માન. કારણ કે તારૂં પોતાનું શરીર તો વિજ્ઞાનરૂપ છે.

ज्ञानिनः भयं भवेत्कस्मात्, प्राप्ते मृत्यु महोत्सवे। स्वरुपस्थो पुरंयाति, देही देहांतर स्थितिः ॥३॥

અર્થ—વીતરાગ સમ્યક જ્ઞાની ઉપદેશ કરે છે કે હે જ્ઞાની, મૃત્યુરૂપ મહોત્સવ પ્રાપ્ત થવામાં ભય કેમ કરો છો !

કારણ કે દેહિ એટલે આત્મા આપણા પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરી અન્ય દેહાદિક ગતિને પામે છે તેમાં ભયનો હેતુ શો છે ? ૩

**सुदत्तं प्राप्तये यस्मा[illegible], दृश्यते पूर्व सत्तमैः । भुज्यते स्वर्ग [illegible]ख्यं, मृत[illegible] मितित्स्यजेत् शनैः ॥**

અર્થઃ—પૂર્વકાળમાં થઇ ગયેલ ગણધરાદિક સત્પુરૂષોના દ્રષ્ટાંતથી એમ સિધ્ધ થાય છે કે તેઓને આ ૨ળ દેહનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થયું છે તેમ સ્વર્ગાદિક સુખ પણ દેહનો ત્યાગ કરવા બાદ પ્રાપ્ત થાય છે તો પછી સત્પુરૂષને મૃત્યુનો ભય શાનો હોય. ૪

**आगर्भात् दुःख संतप्तो, प्रक्षिप्तो देहपंजरे । नात्मा विमुच्यतेऽन्येन, मृत्यु भूमिपार्तिं विना ॥ ५ ॥**

અર્થ—આ હમારા કર્મરૂપ શતરૂએ મારા આત્માને દેહરૂપી પીંજરામાં બંધીવાન કર્યો છે; અને તે માટે જ્યારથી ગર્ભમાં ઉત્પત્તિ થઇ તે ક્ષણથીજ અહર્નિશ ક્ષુધા તૃષા રોગ વિયોગાદિ અનેક દુઃખ વડે કરી તપ્તાયમાન સ્થિતિમાં પડેલ એવો જે હું તેને આવા અનેક ભયાનક દુઃખોથી વ્યાપ્ત થયેલાને આવા દુઃખ રૂપ દેહરૂપી બંદીખાનામાંથી મૃત્યુના રાજા સિવાય બીજુ કોણ છોડાવી શકવાને શક્તિમાન છે ! ૫

**सर्वदुःखप्रदंपिंडं, दुरीकृत[illegible]मैः । मृत्युमित्र[illegible], प्राप्यते सुखसंपदः ॥ ६ ॥**

અર્થ—આત્મદર્શી જે આત્મજ્ઞાની છે તે મૃત્યુનામે મિત્રના પ્રસાદથી સર્વ દુઃખને દેવાવાળો એવો જે આ દેહપીંડ છે તેને દુર છોડી સુખરૂપ સંપ્રદાયને–સંપદાને પ્રાપ્ત કરે છે.

**मृत्युकल्पद्रुमेप्राप्ते, येनात्मार्थो न साधितः । निमग्नो जन्म [illegible]जाल, सःपश्चात् किं करीष्यति ॥७॥**

અર્થ—જો જીવ મૃત્યુનામ કલ્પવૃક્ષને પ્રાપ્ત કર્યા છતાં પોતાનું કલ્યાણ સિધ્ધ નહિ કરે તો પછી તે જીવ સંસારરૂપી કુવામાં ડુબ્યો થકો શું વિશેષ કરી શકશે ! ७

**जीर्णं देहादिकं सर्वं नूतनं जायते यतः । [illegible]: किं नमोदाय सतां सातोत्थितिर्यथा ॥ ८ ॥**

અર્થ—મૃત્યુના પ્રતાપથી જીર્ણ થઇ ગયેલ દેહાદિક સર્વ છુટી જઇ નવીન દેહાદિક પ્રાપ્ત થવાથી સત્પુરૂષ મૃત્યુને એક પ્રકારનો સાતાનો ઉદય માને છે; ને તેથી જ્ઞાની પુરૂષને મૃત્યુ એ એક હર્ષને અર્થેજ છે. ८.

सुखं दुःखं सदा वेत्ति देहस्थश्च स्वयंव्रजेत् । मृत्युभीतिस्तदाकस्य जायते परमार्थतः ॥ ९ ॥

અર્થ—આ આત્મા દેહમાં સ્થિતિ કરી સુખ તથા દુઃખને સદાકાળ જાણે છે અને પરલોક પ્રતિ પણ પોતેજ ગમન કરે છે તો પરમાર્થથી મૃત્યુનો ભય કોને હોય ? ૯

संसाराशक्त चित्तानां मृत्युर्भीति र्भवेत्नृणां । मोदायते पुनः सोऽपि ज्ञान वैराग्य [illegible] ॥१०॥

અર્થ—જે જીવનું ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્ત છે અને પોતાના રૂપને જે જાણતો નથી તેને મૃત્યુનું પ્રાપ્ત થવું તે ભયમય છે, પણ જે આત્મા નિજ સ્વરૂપનો જ્ઞાતારહી અન્ય સંસારીક પદાર્થમાં વૈરાગ્યવાન છે તેને મૃત્યુનું પ્રાપ્ત થવું એ એક હર્ષનું નિમિત્ત છે. ૧૦

पुराधीशो यदायाति सुकृतस्य बुभुत्सया । तदा [illegible]वार्यते केन प्रपंचै पंच भौतिकैः ॥ ११ ॥

અર્થ—જે કાળે આ આત્મા પોતાના કરેલ કર્મની ભોગવવાની ઇચ્છા કરી પરલોક ગમન કરે છે કાળે પંચભુત સંબંધી દેહાદિક પ્રપંચવડે એને રોકી શકવા કોણ સમર્થ છે ! ૧૧

मृत्यु काले सतां दुःख प्रभवेत् व्याधि संभवे । देहमोह विनाशाय मन्येशिव सुखाय च ॥ १२ ॥

અર્થ—મૃત્યુ સમયે પૂર્વકર્મના ઉદયથી રોગાદિક વ્યાધિઓથી ઉત્પન્ન થયેલ દુઃખો સત્પુરૂષોને દેહને વિષે મોહ બુદ્ધિનો નાશ કરવાને અર્થે અને નિર્વાણપદની પ્રાપ્તિ અર્થે હોય છે. ૧૨

[illegible] मृततुल्यायमृत्युस्ताप करोपिसन् । आमकुंभस्यलोकेस्मिन् भवेत्याकविधिर्यथा ॥ १३ ॥

અર્થ—જેકે જ્ઞાનહિણ અજ્ઞાન મનુષ્યને તો આ જગતમાં મૃત્યુ તાપરૂપ દુઃખમય અનેક પ્રકારના આતાપ કરાવવાવાળું છે પરંતુ સમ્યક જ્ઞાની પુરૂષને તો એ મૃત્યુ અમૃત તુલ્ય નિર્વાણ પદને પ્રાપ્ત કરાવવાને અર્થે છે. જેમ એક કાચો માટીનો ઘડો અગ્નિમાં પકાવ્યા બાદ અમૃતરૂપ જલ ધારણ કરી શકે છે પણ જો તેને એકવાર પણ અગ્નિમાં પકાવેલ ન હોય તો જલ ધારણ કરવા અસમર્થ છે, એટલે કે જો એકવાર પણ તે માટીનો કાચો ઘડો અગ્નિવડે પકવેલ હોય તો પછી લાંબો કાળ જ-

ળનો સંસર્ગ રાખવા શક્તિમાન થાય છે તેમ મૃત્યુના અવસરે આ તાપ સમભાવે કરી એકવાર જો સહન કર્યા જાય તો જીવ અવશ્ય નિર્વાણ પદની પાત્રતા મેળવી શકે. ૧૩

**यत्फलं प्राप्यते साद्भिः व्रतायसविडंबनात । नत्फलं सुख साध्यं स्यात् मृत्युकाले समाधिना ॥१४॥**

અર્થ—મોટા મોટા ખેદવડે કરીને વ્રત ઉપાર્જન કરી જે ફળ સત્પુરૂષો પ્રાપ્ત કરે છે તેજ ફળ મૃત્યુના અવસરે થોડો પણ કાળ શુભ ધ્યાન સહવર્તમાન સમાધિ મરણ કરે તો સુખવડે સાધી શકાય છે ૧૪

**अनार्त शांतिमान मर्त्यो नतिर्यक नापि नारकः धर्माध्यान सदामुक्तो मृत्योर्नीत्यं महेश्वरः ॥१५॥**

અર્થ—જે જીવનું મરણ સમયે આર્ત એટલે દુઃખરૂપ પરિણામ ન હોય અને શાંતિમાન એટલે રાગદ્વેષથી રહીત સમભાવરૂપ ચિત્ત હોય તે જીવ તિર્યચ વા નારકી પર્યાયમાં દેહ ધારણ ન કરે. અને જે જીવ ધર્મ ધ્યાન સહવર્તમાન અનશન વ્રત ધારણ કરી મરણ કરે તો તે સ્વર્ગલોકમાં ઇંદ્ર બનો મહર્દ્ધિ થાય પણ અન્ય કનિષ્ટ પર્યાય ધારણ ન કરે એવો નિયમ છે. ૧૫

**नत्पस्यच नपश्चापि पालितस्यव्रत स्यच। पठितस्य श्रुतस्यापि फलं मृत्यु समाधिना ॥१६॥**

અર્થ—તપનો સંતાપ ભોગવવાનું, વ્રતનું પાલન કરવાનું, તથા શ્રુતનું પઠન કરવાનું ફળ તો સમાધિ એટલે પોતાના આત્માની સાવધાની પૂર્વક દેહનો ત્યાગ કરવો તે છે. ૧૬

**अतिपरिचिंतेस्वज्ञानवे भवेत्प्रीतिर्गिर्नाहिजन ादः ॥ चिरनरशरीरनाशे नवनरलाभे च किं भीरुः॥१७**

અર્થ—લોકમાં એવી એક સાધારણ કહેવત હોય છે કે જે વસ્તુનો અતિશય પરિચય હોય અને સેવન કર્યે જાતા હોય એ તે વસ્તુમાં કાલે કરી અવજ્ઞા અનાદરતા થઈ રૂચી ઘટી જાય છે, અને નવીન વસ્તુના સંગમમાં પ્રીતિ ઉપજે છે, આ વાત પ્રસિદ્ધ છે. માટે હે જીવ તું આ શરીરને લાંબો કાળ થયાં સેવન કર્યા જાય છે તો હવે તેનો નાશ થતાં અને નવીન શરીરનો લાભ થવામાં ભય કેમ કરે છે. તેમાં ભય કરવો કિંચિત નથી. ૧૭

स्वर्गं दैत्य पवित्र निर्मल कुले सस्मर्यमानाजनैः । दत्वा भक्ति विधायिनां बहुविधं वांछानुरुपं धनं॥१॥
मुक्तां भोग महर्निशं परकृ॑ स्थित्वा क्षणं मंडले। पात्रावेश विसर्जना मित्रमूर्ति संतो लभंते स्वतः॥२

અર્થ—આવી રીતે જે મનુષ્ય ભયરહિત અની સમાધિ મરણમાં ઉત્સાહ પૂર્વક ચાર આરાધનાને આરાધી મરણ કરે છે તે સ્વર્ગ લોક સિવાય અન્ય ગતિમાં જન્મ ધરતું નથી. સ્વર્ગમાં પણ તે મહર્ધિક દેવ થાય છે એવો નિશ્ચય નિયમ છે. વળી સ્વર્ગમાં બાંધેલ આયુષ્ય પર્યંત મહા સુખોને ભોગવી પાછો મનુષ્યલોક વિષે પુન્યરૂપ નિમલ કુલમાં અનેક લોકોનાં ચિંતવનરૂપ જન્મ ધારણ કરી આપના પોતાના સેવકજન તથા કુટુંબ પરિવાર મિત્રાદિ જનને નાના પ્રકારનાં વાંચ્છના પૂર્વક ધનભોગાદિરૂપ ફલ દઇ અને પુન્યે કરી ઉત્પન્ન થયેલ ભોગોને ભોગવી આયુષ પ્રમાણ થોડો સમય પૃથ્વીમાં સંયમાદિ સહીત વીતરાગરૂપ ગ્રહણ કરી જેમ નૃત્યશાળામાં નૃત્ય કરવાવાળો પુરૂષ લોકમાં આનંદ ઉપજાવી જતો રહે છે તેમ તે સત્પુરૂષ સમસ્ત લોકમાં આનંદ ઉપજાવી સ્વયમેવ દેહનો ત્યાગ કરી નિર્વાણ પદ પ્રાપ્ત કરે છે.

## ક્ષમાપના.

" હે ભગવાન્ ! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમુલ્ય વચનોને લક્ષમાં લીધાં નહિ. મેં તમારાં કહેલાં અનુપમ તત્વનો વિચાર કર્યો નહિં. તમારાં પ્રણીત કરેલાં ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારા કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભગવાન્ ! હું ભુલ્યો, આથડ્યો-રઝળ્યો—અને અનંત સંસારની વિટમ્બનામાં પડ્યો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત અને કર્મ રજથી કરીને મલિન છું. હે પરમાત્મા ! તમારાં કહેલાં તત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું, અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી; અને હું મુઢ છું, હું નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા ! હવે હું તમારૂં તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઇ, હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલા પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિરવિકારી, સતચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલોક પ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.

એક પળ પણ તમારાં કહેલાં તત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ ! હે સર્વજ્ઞ ભગવાન્ ! તમને હું વિશેષ શું કહું ! તમારાથી કંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું. ૐ શાંતિઃ ! શાંતિઃ ! શાંતિઃ !

## પ્રાર્થના પંચક. સવૈયા બત્રીશા.

સાંજ સવાર જ્વલંત બપોર જિનેંદ્ર જિનેંદ્ર જિનેંદ્ર ઉચ્ચારૂં,
ઉજ્વળ બોધક શાસ્ત્ર નિહાળી ભરૂં ઉર ને મુજ અંતર ઠારૂં;
પાપ વિકારથી રહું ડરતો, વીર ઉજ્જ્વળ રૂપ અખંડ વિચારૂં,
નિર્મળ નામ પવિત્ર પ્રભુ ! તુજ, અંતર માંહી સદાય સંભારૂં
શું હમણાં મુજને હૃદયે પ્રભુ ! ઉજ્જ્વળ ભક્તિ તમારી સુહાયે !
છો પ્રભુ ! દીનદયાળ વસો ઉર આપજ ઉજ્જ્વળ ગુણ સદાયે;
વાણી વિચારણુ કાર્ય બધાં મુજથી શુભ ઉજ્જ્વળ રોજ કરાયે,
એવી મતિ મુજને પ્રભુ ! દ્યો, વરતું ત્યમ શ્રી પ્રભુ આપ પસાયે. ૨
તિમિરતો મનનું ટળતું થતું ઉજ્જ્વળ જ્ઞાન પ્રભાત પ્રકાશે,
તે પ્રભાત થકી વધજો સુજ્વલંત બપોર સમાન ઉજાશે;
તે ટકજો નીતિ ઉજ્જ્વળ જ્ઞાન હૃદે સુશ્રદ્ધા વિશ્વાસ હુલાસે,
આપ પ્રતાપ અમાપ પ્રભુ ! ઉપરોક્ત બધાય સુકોડ પુરાશે. ૩
નવલાં નવ જીવન દ્યો પ્રભુજી ! પ્રિય ભક્તિ અને સમતા શુભ ભારી,
નવલાં નવજીવન પામી વધો શુભ ધ્યાન વિચાર ક્રિયા સુખકારી;
નવલી નબળાઇ હરી દ્રઢ દ્યો નવલું બળ આત્મવિકાસ વધારી,
વીર ! સ્વીકાર કરો મુજ વંદન પામર ભક્ત લિયોજ ઉગારી. ૪

વાણી થકી વદવું વધુ શું ! પ્રભુ ! કેવળ જ્ઞાન થકી સહુ જોષો;
હું અતિ પામર પ્રિય પ્રભુવર ! માફ કરો માહરા સહુ દોષો.
નિર્મળ નામ તમારૂં જપી ધરૂં ધર્મ કરૂં શુભ તો ભય છે શો ?
આ અરપું પદ આપ પદે દઈ ઉજ્જવળતા મળ કર્મજ શોષો. ૫

## શ્રી મહાવીર સ્તુતિ રાગ ભોપાળી કલ્યાણ.

વર્દ્ધમાનજી, જીનેંદ્ર સત્યદેવ, પ્રભુ પ્રસન્ન ચિત્તથી, કરૂં સદાય સેવ. ટેક.
કર્મ નિકંદન ત્રિશલા નંદન, ભવ ભંજન ભગવાન,
જ્ઞાન તાન તુજ ગાન ધ્યાનમાં, દે મતિ રહું ગુલતાન. વર્ધ.
આત્મ સ્વરૂપ ઓળખતો થાઉં, જપતા પ્રિય તુજ જાપ;
જીવ જીવન નય નિરૂપણુનેતા, ધર્મ રાજ્યના આપ. વર્ધ
શાસ્ત્ર સિધ્ધાંત પ્રશાંત પ્રકાશક, પાલક તું પરમેશ
હું બાળક, તું તારક, ઇચ્છું તુજ શરણું હમેશ. વર્ધ
જય વિશ્વેશ્વર હે પરમેશ્વર, જય જય જગત્રય ભૂપ;
અધમ ઉધારણ શિવ સુખ કારણ, જય સચ્ચિદાનંદ રૂપ. વર્ધ
દયા ધર્મનો મર્મ પ્રસારક, દેવ દયાલ જિનેશ,
શિવરમણી વરદાયક નાયક, સૌમ્ય સરળ પરમેશ. વર્ધ
જિન ધર્મે રહી તરવું મરવું, કરવું શુભ ગણી એમ;
સંસ્કારમાં શુન્ય છતાં શુક, જપતો તુજ જપ ક્ષેમ. વર્ધ.

## વીર વંદન. ( તોટક )

બળ દ્યો મુજને મહાવીર પ્રભુ, દુખને ન ગણું ખમી ખાઉં વિભુ;
તુજ ધ્યાન ધરૂં મન શુધ્ધ કરૂં, કરી તર્ક વિતર્ક કદી ન ચળું. ૧
ત્રણુ જ્ઞાન ધરી જનમ્યા શ્રીહરિ, પ્રિય માત પિતાની સુસેવ કરી;
નિજ માતપિતા ખુબ સુખી કરી, પછીથી જગજાળ કરીજ પરી. ૨
અતિ ઉજ્જવળ તાપ તપ્યા સઘળા, અતિ ઉજ્જવળ સંયમમાં સબળા,
લઇ કેવળ કર્મ શિથિલ કર્યાં, જીવ સર્વ તણા કંઇ તાપ હર્યાં. ૩
સુમહોજ્જ્વલનાથ ! કૃપા કરજો, યત કિંચિત સેવકને બળ દ્યો;
સુશ્રદ્ધા સુચરિત્ર સુજ્ઞાન દિયો, વીરવંદન મારૂં સ્વીકારી લીયો. શુક.

## શ્રી ઋષભ જિનસ્તવન. ( નિંદ્રડી વેરણ હુઇ રહી. એ દેશી. )

ઋષભ જિણંદસું પ્રીતડી, કિમ કીજે હો ચતુર વિચાર; પ્રભુજી જઇ અળગા વસ્યા, તિહાં કિણે નવિ હો કોઇ વચન ઉચ્ચાર. ૧
કાગળ પણુ પહોંચે નહીં, નવિ પહોંચેહો તિહાં કો પ્રધાન; જે પહોંચે તે તુમ સમો, નવિ ભાંખે હો કોઇનું અવધાન. ઋ. ૨
પ્રીતિ કરે તે રાગીઆ, જિનવરજી હો તમે તો વીતરાગ; પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો લોકોત્તર માગ, ઋ. ૩
પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજભાવ; કરવી નિર્વિષ પ્રીતડી, કીણુ ભાતે હો કહો બને બનાવ. ઋ. ૪
પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા, એકત્વતાહો દાખી ગુણ ગેહ. ઋ. ૫
પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણ રાશ; દેવચંદ્રની સેવના, આપે મુજહો અવિચલ સુખવાસ. ઋ. ૬

# વિશેષ. પ્રથમ આવૃત્તિના પ્રકાશકનો ખરખરો.

" જે ઉગ્યું તે આથમે, ફુલ્યું તે કરમાય, એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.
" મળે વાયરે વાદળાં, વાયે વીખરી જાય, રૂણુ સંબંધે સહુ મળ્યાં, લઇ દઇ પંથ વળાય.
" કદી હૈયાફી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. "

રત્ન–જડીત હૃદય પીંજર ખાલી કરી હંસલો ઉડી ગયો છે. આયુષ્ય પૂર્ણ થયે, શ્વાસોશ્વાસ સંપૂર્ણ થયે, ખાતું સરભર થયે, હિસાબ ચુકતે ભરપાઇ થયે, ખાતાવહીમાંથી ખાતું ખતમ થયું છે. સર્વ દેશમાં રાત્રિ દિવસ કાળ પોતાનું કામ કરીજ રહ્યો છે. કાલે એ પ્રસંગ પડોશમાં હતો, આજે આપણે ત્યાં છે, કાલે પણ કોઇને ત્યાં હશે. આપણાથી એ કુદરતી કાયદા આડે આવી શકાય એમ નથી, આ આપણે બધાં જાણીએ છીએ છતાં, આવે પ્રસંગે ધૈર્ય ખોઇ બેસીએ છીએ. કાળના ફેંસલા સામ અપીલને અવકાશ નથી છતાં આપણે ટળવળીએ છીએ. આપણે અનર્થ દંડ સેવી અન્યને અનુકરણ રૂપ થઇએ છીએ. આત્મીય સ્વજન, બન્ધુ બાંધવ, સગાં સંબંધી, આડોશી પાડોશી, પાપ પ્રવૃતિમાંથી નિવૃતિ મેળવી અત્રે એકઠા થયા છે એ તકનો લાભ લઇ, સમયને અનુસરતા થોડા શબ્દો ઉચ્ચારવા આંતરભાવ આગ્રહ કરે છે. આપ બધાનાં મન કાંઇક વૈરાગ્ય દશામાં હશે. સમય શાન્ત છે તો ખરખરાનાં કટુ વચનોથી મરનારનાં બેસીઓની સુતેલી લાગણીઓ જાગૃત કરવા કરતાં, પ્રાપ્ત પ્રસંગ નિભાવી લેવા સંબંધેજ કહીશ. બન્ધુઓ ! આપ બધાએ પ્રત્યક્ષ અનુભવ્યું છે કે, ગીતીઓની થેલીઓ, કાબેલ ડોકટરો, રસજ્ઞ રસાયણીઓ ઉપરાંત, ઇસારા માત્રથી ધાર્યું કરી શકનાર સાહ્યબીવાળા શહેનશાહો અને પાદશાહોને પણ મરણનું શરણુ તો સેવવુંજ પડયું છે, એથી આગળ વધી અનંત જ્ઞાની શ્રી મહાવીર પ્રભુજીને પણ એ સત્તાને સ્વાધીન થવું પડયું છે, તો આપણે પામર પ્રાણીઓ શું બીસાતમાં ?

જન્મની સાથેજ મૃત્યુ માની લેવું, ઉદયની સાથેજ અસ્ત આલેખાયેલુંજ ખાત્રીથી સમજવું. આવું આવું આપણે અનુભવ્યું, નજરો નજર જોયું છતાં પણ આપણા હાલ તો એના એજ રહ્યા.

મરનાર પાછળ રડનારાંઓનાં રૂદનનું કારણ કાંઇક હોવું જોઇએ. મરનારને કુટુંબની ખાતર કેટલાંક કર્મ બંધન કરવાં

પડયાં હોય અને એ કર્મ તેને હવે પછી ભોગવવાં પડશે એ દયાની ખાતર રૂદન થાય છે કે, એ શુભ કર્મથી શુભગતિમાં ગયો અને ત્યાં દેવતાઇ સુખ ભોગવશે અને તમો અહિં એકલા રહી ગયા એ ઇર્ષ્યાથી રડાય છે એ વિચારવા જેવું છે. તત્વ જ્ઞાનીઓનો એવો અનુભવ છે કે સગાંઓને પોતાનો સ્વાર્થજ રોવડાવે છે. પરદેશમાં દશ વર્ષ રહેનાર સગાં સંબંધીનું દર્શન આપને નથી છતાં આપ એ વિરહ માટેના રૂદનને જ્યારે અપવિત્ર ગણો છો તો પ્રભુજીના પરોણા રૂપે આવેલ ને પાછું જવું પડે તેમાં તમો મારપછાડ કરી, મરનારના આત્માને અશુભ આંદોલને પહોંચાડવા જેવી અજ્ઞાનતા કરો એ દયા ખાવા જેવું છે. વિદ્યાર્થીઓના શ્રમની કસોટી પરીક્ષા વખતે છે. આપણી કસોટી માટે આવા દુઃખદ પ્રસંગો છે.

મને પુછી લેવા દો કે જેને માટે આપણે રડીએ છીએ તેનું જરા પણ દુઃખ આપણે લઇ શકયા હતા ? જુવાન જોધને બદલે વૃધ્ધો કદિ ચેહમાં સુતેલા સાંભળ્યા છે ? ઉપયોગીને બદલે નિરૂપયોગીને બાળી નંખાતાં નજરે જોયાં છે ! ત્યારે હવે ખરેખરૂં કહો; આપણું રૂદન મરનારને માટે છે કે આપણા સ્વાર્થને માટે! સગાં સંબંધીના મૃત્યુ સમયે ચક્ષુઓ અશ્રુઓથી ન ભીંજાય એવા પાષાણ હૃદયથી મનુષ્યો કરૂણા સાગર સંસારમાં શ્વાસોશ્વાસ ન લઇ શકે, મરનાર માટે મોહ દશાએ શોક થાય એ સ્વાભાવિક છે અને સ્વાભાવિક શોકને દબાવવો પણ નહિ તેમ કૃત્રિમ શોક ધારણ કરી, બીજાઓને સારૂં લગાડવાનો ડોળ પણ ન કરવો. અતિશય કોમળ અંતઃકરણથી મિથ્યા મનોગ્રહ કરી શકાતો નથી. તેમના મગજની ગરમીને અશ્રુવાટે વહેવા દેવી. પણ આ દિલગીરી મર્યાદિત અને શાંત હોવી જોઇએ. આજુબાજુનાઓને પોક મુકાવનારી દીલગીરી નિંદ્ય છે, ત્યાગવા યોગ્ય છે. અનુભવી વિદ્વાનો આપણને ઠસાવે છે કે—" આયુષ્યનું અસ્થિરપણું અને સ્થુલ ભોગોનું નાશવંતપણું, એનું સ્મરણ મનુષ્યોને વારંવાર થયા કરે તથા ઐહિક ધન અને માનમાં ફસાઇ ન પડતાં, પારમાર્થીક સુખો પર હમેશાં લક્ષ રહે એવા હેતુથીજ પ્રભુએ મનુષ્યોપર મરણ મુકેલું છે. મરણથી ઉત્પન્ન થતું દુઃખ તે ઉપલા સદ્‌ગુણો શીખવાની ઉત્તમ શાળા રૂપ છે, માટે સગા સંબંધીના મરણથી ઉત્પન્ન થતાં દુઃખથી જેના મનમાં આ બાબત ઠસતી નથી તેને આ દુઃખોનો વાસ્તવિક હેતુ સમજાયોજ નથી " માટે નિઃસાસા નાંખી આક્રંદ કરવો નહિ. દુઃખથી તો અંતઃકરણમાં સત્ય વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને તેથી પરમાર્થ બુદ્ધિ આસ્તિક બુદ્ધિ અને આત્મિક વૃત્તિઓ દ્રઢ બનવી જોઇએ.

આપણો રીવાજજ વિચિત્ર છે. નવું આવનાર દીલગીરીના ભડકામાં તેલ હોમવાનું કામ બજાવે છે. આવનાર જુદા જુદા, ઘા કરનાર જુદા જુદા, પણ સહન કરવું બીચારા એક કે એને ! કેટલું ગજું ! રીસીવ કરનારની કેવી સ્થિતિ ! અરે સ્વાર્થી સગાઓ ! મરનારની પાછળ બીજાઓને મરવાતુલ્ય બનાવનારાઓ ! તમો કેવાં કર્મોથી ભારે થાઓ છો તેનો વિચાર કરો ! વૃદ્ધ વાક્યો સત્ય છે કે " અતિશય દીલગીરી કરવાથી મગજ ખાલી પડી જાય છે; ચિત્ત ભ્રમિત થાય છે; શરીરમાં રોગ થાય છે; મનને સઘળું ઉદાસ લાગે છે; વિશ્વાસ, ભક્તિ, પ્રેમ એ સર્વે નાશ પામે છે; માણસ દ્વેષમય બની જાય છે; અને આખરે ઇશ્વરપરથી પણ વિશ્વાસ ઉઠી જવાથી તેમનું મન નાસ્તિક બને છે ! માટે દીલગીરીના દરીયામાં ડુબ્યું ન પડી રહેવું તેમ બીજાઓએ તેમને તેમાં ધક્કા પણ ન દેવા. મૃત્યુપરથી અનેક જાતના વૈરાગ્યો ઉત્પન્ન થવા જોઇએ. મશાણમાંની ચિત્તાઓના ભડકામાં, આભડવા જનારના મનના મેલ હોમાવા જોઇએ. દુર્ગુણોની જડ નાબુદ થવી જોઇએ. અજ્ઞાનતા, અપૂર્ણતાની પોલ પુરાઇ જવી જોઇએ. સદ્દગુણની સડક પર ચડી જવું જોઇએ. ગળતો બળદ અને શબની ઠાઠડી દેખીને સરલ હૃદયી મહાત્મા બુદ્ધ જેવા રડી પડયા હતા અને સંસારની અસ્થિરતા સમજી, જીવન સાર્થક કરી લેવાની તેમની જીજ્ઞાસા આવા કારણોથીજ સતેજ થઈ હતી ! આપણે એવા નરમ ન થઇ શકીએ તો તેમને હજારમે, લાખે, કરોડમે ભાગે નરમ ન બનીએ, કોમળ ન બનીએ તો આપણા શોકને હું તો ડોળઘાલુજ કહીશ.

Days of adversity must be admired. મનોનિગ્રહ ' આત્મબળ, સહન શક્તિ, શુદ્ધ સ્નેહ વીગેરેની કસોટી માટે ખરી તક દુઃખદ પ્રસંગોજ છે. એક વૃદ્ધ ફકીર કહેતો કે ' ખુદા ખુશી થાય ત્યારે દુઃખ મોકલે છે, કારણ તેમાં પળે પળે તેને યાદ કરવાનું બને છે.' જગતમાં જે વસ્તુ જેનાથી ઉત્પન્ન થાય છે તેજ તે વસ્તુના લયનું કારણ છે એમ તત્વજ્ઞાનીઓ કહેતા આવ્યા છે. જન્મોત્સવ વખતેજ મૃત્યુમહોત્સવનું મુહુર્ત નક્કી થાય છે એ આપણે સમજવા છતાં વીસરી જઇએ છીએ.

" પુષ્પ ખીલ્યું કરમાવા માટે, દિવસ ઉદય આથમવા માટે,
જન્મ મરણને માટેજ માટે, વ્યર્થ વિમાસણ તો શા માટે, "

બળખામાં ખુંચેલી માખીની માફક, કુટુંબ કીચડમાં ખુંચેલા આપણે આપણા હાથથીજ અવનતિની ઉજાણી કરીએ

છીએ. આપણામાં અસરનીજ કસર છે. હાથે કરીને આપણે વિવેકબુદ્ધિનું ખુન કરીએ છીએ. આપણે આપણા વર્તનથી આપણી પ્રજામાં પ્રતિકૂળ પ્રત્યક્ષ પાઠ પઢાવી અશુદ્ધ સંસ્કારો શરૂ કરીએ છીએ, જેથી તેમની રગે રગે, નસે નસે અને રૂંવાડે રૂંવાડે ભય, શોક અને ઉપાધિના અણુઓ ઓતપ્રોત થઈ જાય છે. આથી અસહ્ય યંત્રણા ઉપરાંત નિરાશાનાં ભાષણ ઉત્પીડનથી, જીવતાં નર્કનાં દુઃખોનો અનુભવ પરાણે કરાવવામાં આવે છે અને જેને ઘેર નાનું મરણું થાય તેના ઘરના માણસોની સ્થિતિ મરવા પાછળ મરવા જેવી થઇ જાય છે. આમ તેને ફરજીયાત લાજે કે દાઝે કરવું પડે છે અને નવાં આવનારને રીસીવ કરવાની કફોડી સ્થિતિનો ઝાઝા સગા સંબંધી વાળાનો અનુભવ રૂંવાડાં ઉભાં કરે છે.

દુર્વિચારો અને કુરીવાજોનો મળ જામી ગયો છે એ માટે સદ્‌ગુરૂઓના સ્ટ્રોંગ રેચની જરૂર છે. કર્મના મર્મ સમજાવી નરમ કરવાની જરૂર છે. મુંબઇના માજી ગવર્નર લોર્ડ ક્લાર્ક હિંદુસ્તાનનો કિનારો છોડતાં કહી ગયા છે કે–Art of thinking is wholly missing in India. વિચાર કરવાની શક્તિ હિંદમાં તદન ગુમ થતી જાય છે. કેટલેક અંશે આ ઉદ્‌ગારો સત્ય પણ છે. આપણે સ્વતંત્ર વિચાર કરવાનો શ્રમ સેવતાજ નથી. ચલતીમાં મીલતી મીલાવી દેવાય છે. શાન્ત ચિત્તે વિચાર કરો કે સંસારનો અર્થ શું ? દુઃખ એજ સંસાર. જો દુઃખ ન હોત તો સ્વર્ગ નામજ અપાત. સઇના દીકરાને શીવવુંજ જોઇએ, ખેડુતે હળ હાથમાં લેવુંજ જોઇએ. સંસારમાં દુઃખથી જન્મેલાએ દુઃખ સહન કરવુંજ જોઇએ. દુઃખ સહન કરતાં શીખવુંજ જોઇએ.

વાસ્તવિક રીતે આપણા વિચારોની અપૂર્ણતાથી ઉત્પન્ન થયેલું દુઃખ એક કાલ્પનીક દેડકુંજ છે. એ દેડકાની કુદાકુદથી શા માટે ગભરાવું ? દુઃખ એ આપણા મગજનો ભ્રમ છે. આપણા મગજની ગેરસમજ છે. આવા પ્રસંગોએ થરથરવું, કંપવું, હાયવોય કરવી એ આપણા સ્વાર્થની નબળાઇ છે. ઉંડા ઉતરી વિચાર કરતાં ખાત્રી થાય છે કે જ્યાં નિર્દોષતા નથી, ત્યાં નિડરતા નથી. નબળા છીએ માટે નિર્દોષ નથી એ માત્ર ભ્રમ છે. સત્ય તો એ છે કે નિડરતા એજ સુખની સીમા છે અને નિડરતા કદી નિર્દોષતા વિના આવી શકતી નથી. આપણું જીવન નિર્દોષ હશે, આપણી વર્તણુક નિર્દોષ હશે તોજ આપણે નિડર થઇ શકીશું અને નિડર થઇશું તોજ આવે વખતે ગભરાઇ નહીં જઇએ.

એક નિર્દોષ બાળક નિર્દોષતાની ધુનમાં ઝેરી સર્પ સાથે ગેલ કરે છે. આપણે સંસારી જીવોએ દુઃખ સાગરમાં નજરે

પડતા નિર્દોષતાના એકડા પર આરામ લેવો જોઇએ. દરેકે દરેક શબ્દમાં, દરેકે દરેક વર્તનમાં અને દરેકે દરેક શ્વાસમાં નિર્દોષતાજ જોઇએ. ખાલી દંભ દુર થવો જોઇએ. દંભ એ કૃત્રીમ ભાવના છે. અંતઃકરણુની લાગણીઓનાં ચિન્હ તરીકે દંભની રૂશવત અપાય છે પણ Hypocrity is the children of temidness. ભીરૂત્વનું બાળક દંભ છે. ખાલી દંભને દેશવટે દઇ દો. આંધળા ઠોકર ખાઇ પડી જાય એ ઠીક છે પણ આંખો ફાડીને ચાલનારા, હાથમાં દીવો લઇને ચાલનારા, ફીટસન કે વીજળીની બતીના અજવાળામાં આથડનારા ઠોકર ખાઇ ગબડી પડે, પડખેનાને પણ લેતા પડે એ જેટલું શોકાસ્પદ છે તેટલુંજ હાસ્યજનક—અરે દયા પાત્ર છે. મરવું એ ઇશ્વરી કોપ નથી પણ કુદરતી કાયદો છે. કાયદા તરફ અણગમો બતાવવો એ પણ એક ગુન્હો ગણાય છે. શ્રી ગર્ભપુરી બંદરથી અવસાનગઢ સુધીની તમારી ટીકીટ છે. સ્ટેશન આવી ગયા છતાં ગાડી નહિં છોડો તે કેમ ચાલશે ? સેનીટેરીયમો, એસાઇલિમો કે પંથીકાશ્રમોમાં તેના ધારા મુજબ દીવસોજ રોકાવા દે છે. મુદત પુરી થયે તે છોડવાંજ જોઇએ. જીંદગીમાં આયુષ્ય જેટલુંજ રોકાઇ શકાય. આમ અનેક દ્રષ્ટાંતો અને પ્રત્યક્ષ પ્રમાણોથી આપણુને ખાત્રી થાય કે મરવાનું તો છેજ તો તરવાનું શા માટે તરછોડવું ? સંજોગ અને વિજોગ વચ્ચેની જે જીવન સાર્થક સડક છે તે સત્ય શોધકોજ શોધી શકે છે. લીલા વીસ્તારવી, શ્રીહરિશરણ થવું, કાળ ધર્મને પામવું, શ્રીપરમાત્માને ખોળે પોઢવું; દેવગત થવું, માટીમાં માટી મળી જવી, પરલોકવાશી થવુ, આયુષ્ય પુરૂં થવું, શ્વાસોશ્વાસ ખુટવા, આંખો વિંચાવી, એ બધા મૃત્યુના વિશેષ નામો આપણુને એમજ સંબોધે છે કે મૃત્યુ એ કુદરત પાસેથી માંગી લીધેલા તત્વો પાછા આપવા જેવું છે. જો મરવું નક્કીજ છે, તો ખરાબ વિચારોને આપણા પહેલાંજ મરવા દેવાથી આખર અવસાને અશાંતિથી ગભરાટ થતો નથી.

નિષ્ઠુરતા નિર્દયતામાં છે. સત્ય રહસ્ય ગળામાં ગગડાવનારને નિર્દય નહિ પણ દયાળુ કહેવો જોઇએ. છોકરો મોટો થાય, બાપ જાણે કે ગગો મોટો થયો, પણ આયુષ્યમાંથી એટલું ઓછું થયું એનો વિચાર એજ વખતે સાથે સાથે થતો હોય તો કેટલી કાળજી વધે ? કાળ છડીદાર નથી રાખતો. અગાઉથી આવવાનો ટેલીફોન નથી કરતો એ સારૂં છે, નહિં તો સ્વાર્થીઓ અનેક ઉથલપાથલથી સ્વાર્થ સાધવા મંડી જાત. અકાળ અવસાન સ્તુત્ય છે. ભક્તો ભજન કરેછે કે, "અનાયાસથી મોતે મરવું, કુશળ કુટુંબ મેલી, મતી મારી હરિ ચરણે ચોંટે, પ્રાણ ગયાથી પેલી."

જવું એ જાણીએ છીએ છતાં પૃથ્વીપર કેટલી બધી અનીતિ, કેટલા બધા દગા ફટકા, કજીયા કંકાસ ! તેમાંએ જો મરણનો ડર ન હોત તો કેટલા ભયંકર અને દુષ્ટ કામો થાત તેનો ખ્યાલ પણ થરથરાટી ઉપજાવે છે.

Live as if you were to die to-morrow-કાળ અચાનક કાલેજ આવશે એવા ભયથી નહિ પણ એવી અનુભવ સિદ્ધ સત્ય ખાત્રીથી સંસારમાં એવું વર્તન રાખો કે મૃત્યુ વખતે ગભરાઇ ન જવાય, આપણા લોકો ગભરાય છે તેનું કારણ કાળજી વિનાનું જીવન છે. તે :માટે એક અનુભવી એટલે સુધી કહે છે કે-We often die before our death. મૃત્યુ પહેલાં ઘણી વખતે મરવા જેવીજ સ્થિતિ લોકો લઇ બેસે છે.

બેસણામાં બેસનારા ગૃહસ્થો ! જો તમોને ખરી લાગણી હોય અને ખરી દયા હોય તો, ખાલી ખરખરો કરી ઉઠી ન જતાં મરનારના પાછળના પરિવાર પર પ્રેમ દયા રાખો. મરનારની ગેરહાજરી ન શાલે એવું કાંઇક કરો. આફત વખતે મરનારને પોક મુકીને યાદ કરવો ન પડે એવી કાંઇક કાયમી ગોઠવણ કરો.

'ઓ, ઓ, ઓ, એ શબ્દો ' ઓમ્' નો અપભ્રંશ છે અને ઓમ્‌માં આખા જગતના તત્વ જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે એ યાદ રાખો. ' ઓમ્ ' ને વિસારી ' મારા બાપલીયારે ' ની ખોટી પોકો મુકો છો. જો મુગું ન રહેવાતું હોય તો ' ચેત ચેત નર ચેત ' એવા અર્થ સૂચક શબ્દો બોલવા જોઇએ. ન્હાતી વખતે ' હર હર ' નું રહસ્ય Remove my impurities સમજો. એથી દુર્ગુણો, નિર્બળતા ખરાબ વાંસનાઓ વીગેરે ક્રમે ક્રમે ઓછું કરવાનો સદ્‌બોધ ગ્રહણ કરો.

લાંબા વખતનો તમારો ભોગવટો છે, કુરીવાજોની જડ મજબુત થઇ ગઇ છે. દેખાદેખી પર અજ્ઞાન આવરણો સીંચાવાથી મૂળ ઉંડા ગયાં છે. એટલે આવા કુરીવાજો નિર્મુળ કરવામાં ઘણો શ્રમ પડશે, ઘણી સહનશીલતા સહન કરવી પડશે. અને અડગ ઉદ્યોગ કાયમ રાખવો પડશે. પણ સત્ય સમજાશે તો અશક્ય કશું નથી. શુદ્ધ પ્રયાસ પાસે પ્રત્યેક કાર્ય સાધ્ય છે.

પુરૂષો કરતાં સ્ત્રીઓને સમજાવતાં વિલંબ લાગશે. જો કે તેમનાં અંતઃકરણ ભોળાં અને સરળ હોય છે છતાં પારણામાંથીજ મળેલી પ્રેક્ટીસ વિસરાતી નથી. ઉત્સવ પછી ઉત્સવ, આનંદ મેળાકત, અવસર વીગેરે પ્રસંગે મળેલા શિક્ષણ કે લીધેલાં ' રીહરસલ ' નો પ્રત્યક્ષ પાઠ, ભજવી બતાવવાની આવી તકોની તેઓ ખાસ રાહ જુએ છે. બીજાઓને પણ પોક

મુકાવનારી સ્ત્રીઓ છે. આગલાઓને યાદ કરી, પડયા ઉપર પાટુ મારવાને બદલે પડેલા ઘાને રૂઝાવે એવા બોધદાયક કાવ્યોજ બોલે તો ઘણો લાભ થાય. મને કહી લેવા દો કે મરનાર માટે દીલગીરી કરવા કરતાં, મરનારનાં મિત્રો કે સંબંધીઓ જેઓ મરવું છે એમ જાણે છે છતાં અનેક અનર્થોમાં ખુંચાતા જાય છે તેને માટે મને દીલગીરી ઉપરાંત રોવું આવી જાય છે. આવા પ્રસંગો આવી ચેતવણી માટેજ ખાસ હોય છે છતાં રીઢી તાવણીપર પાણીનાં ટીપાં ટકી શકતાં નથી. ' મશાણી વૈરાગ્ય ' નળમાંથી વ્હેતા પાણી જેટલોજ ટકે છે એટલે ઘાંચીનો બળદ ત્યાં ને ત્યાં, એવા આપણા વર્તનથી આપણે લાગણી રહીત થતા જઈએ છીએ.

" જોતાં જોતાં જો ઘડો જાય ફુટી, જોતાં જાયે જંત્રનો તંત્ર તુટી,
ના થાવાનો કાળ તો લેશ ખોટી, ત્યારે શાને તું આમ મારે ફુટી !
થાવાનાજ જો કાળના સર્વ ચારા, પછી પાપના બાંધવા કેમ ભારા ?
પછી શા દગા વેર વિશ્વાસઘાત, પછી કેમ માયા વિષે સન્નિપાત ?
" મડદાં બળે મશાણમાં, દિન પ્રત્યે દેખાય, તો પણ એ જોનારને, સાર નહીં સમજાય. "

દેવીઓ ! આર્ય શાસ્ત્રકારોએ આપને આપેલું માનવંતું બિરૂદ વિસારી, આપ જે અધીયારી આદરી બેસો છો અને અમો આંખો લુછી જરા સ્વસ્થ થઈએ કે, દાદાના દાદાને સંભાળી જે ધ્રુસકા મુકો છો, તેથી તો તોબા છે, પણ મને માફી માગી કહી લેવા દો કે તમારા ઘરમાં હમેશાં ' રોયા, પિટયા, મુઆ ' ના ઉદ્દગારો અથડાયા કરે છે અને ' રાંડ, વાલામુઇ ' ની આશીષો તમારા તરફથી ઉદાર દીલે અપાય છે. એ આશીષોનું પરિણામ ભોગવતાં તમો કેમ ગરભાઓ છો? હમેશાં ' રાંડ રાંડ ' કર્યા કરતાં ત્યારે કાંઇ વિચાર ન થતો અને એ આશીષ ફળતાં આટલાં બધાં વળખાં નાંખો છો, તે હવે બાજી બગડયા પછી શા કામનું? એક નાનામાં નાનો શબ્દ પણ વખત જતાં પોતાની અસર કરશેજ.

બન્ધુઓ ! બહુ કહેવાયું, માફ કરજો. બેસવા આવનાર એક એક આટલો આટલો વખત રોકે તો અવશ્ય આપને ન રૂચે. આ સેવકનું આટલી શાંતિથી શ્રવણ કરવા માટે આપનો આભાર માનવાનો વિનય હું વીસરતો નથી. છેવટે મરનારના આત્માની શાંતિ અને આપણી સગા સંબંધીઓની ધીરજ અને જીવન પ્રવાહની પવિત્રતા માટે મહાત્મા કેશવચંદ્રસેનની નીચેની

પ્રાર્થનામાં આપ બધાને શાન્ત ચિત્તથી સામેલ થવા વિનવું છું.

" હે ! દુઃખ અને સંતાપને હરનાર પ્રભો ! અમારા અત્યંત પ્રિય બન્ધુને આ લોકનાં કલેશમય દુઃખો અને અડચણોમાંથી તેં મુક્ત કરેલ છે. તેના આત્માનું અનંત કલ્યાણ થયું છે ! તો પણ અમે મનુષ્યો દુર્બળ છીએ, જેથી વિયોગને લીધે અમોને અસહ્ય દુઃખ થાય છે ! અમારા દુઃખનાં આંસુ લુછીને અમારા મનને શાંત કર. તારી મંગળમય ઇચ્છા પ્રમાણે માનવાને માટે ધીરજ ધીર ! અમારા મૃત મિત્રના આત્માનો ઉદ્ધાર કર ! તેને સદ્‌ગતિ આપ !.............આ લોકના સઘળા વૈભવો નાશવંત અને ક્ષણભંગુર છે; તેમાં અમને લોભાઇ જવા દઇશ મા.............પવિત્ર અગ્નિથી પ્રિય આપ્તનું પવિત્ર શબ જેમ બળીને ભસ્મ થઇ ગયું છે તેમ તું ત્હારી કૃપારૂપી અગ્નિથી એનાં સઘળાં પાપ બાળીને ભસ્મ કરી નાંખ........ અમારો પ્રાણ પ્રિય આપની પાસે આવ્યો છે, તેના મરણના દુઃખથી અમારૂં અંતઃકરણ અત્યંત વિહ્‌વળ થાય છે, પરંતુ આ લોકનાં અનિવાર્ય દુઃખ કલેશ અને મોહમાંથી છુટી હવે તે પ્રભુ સમાગમના સુખનો અનુભવ લે છે એ શ્રદ્ધાથી અમારૂં સમાધાન થાય છે.

આ સ્થુળ લોકનાં અશાશ્વત સુખના અને પ્રતિષ્ઠાના બળવાન મોહથી તું અમોને સર્વ પ્રસંગે બચાવ. .......... વિષયોની વાસનાઓના પાસમાં અમોને બંધાઇ જવા દઇશ મા. અમારી સર્વે આશા અને ઇચ્છા મંગળ કર, અને અમોને ત્હારા સાચા સેવક બનાવ. અમે મનુષ્ય પ્રાણી કેટલાં દુર્બળ અને ક્ષણભંગુર છીએ ! આ ક્ષણે અમો છીએ, બીજી ક્ષણે નથી ! અમોને મૃત્યુ કયારે પોતાના કરી લેશે તેનો કાંઇ નિશ્ચય નથી! સગા સંબંધીઓ અને ઇષ્ટ મિત્રો સાથે આ ક્ષણે સંસાર સુખનો અનુભવ લઇએ છીએ, પણ બીજી ક્ષણમાં અમારી કેવી અવસ્થા થઇ જશે તેનો બીલકુલ ભરૂસો નથી ? આ બધું એમનું એમ અધુરૂં મુકીને મૃત્યુની સેવામાં હાજર થવું પડશે એ વખતે આ સ્થુલ ઐશ્વર્ય અમોને કાંઇ કામે લાગવાનું નથી. માટે હે ! પરમાત્મન ! સાચા સાશ્વત સુખ તરફ અમારી દ્રષ્ટિ રખાવ. પરલોક બાબતનો અમારો વિશ્વાસ દ્રઢ કર ! જે મરનાર બન્ધુની યાદગીરી નિમિત્ત આજે અમે એકઠા થયા છીએ તેના આત્માને શાન્તિ આપ. " શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

શ્રી મોરબી,
શ્રી મહાવીર જયંતિ વીર સંવત ૨૪૪૧.

ભવદીય પામર,
દુર્લભજી ત્રી. ઝવેરી.



